પુસ્તક ૨ જું.



પૂજાપ્રેમી જૈન બંધુઓને

અતિ ઉપયોગી

# શ્રી જીનેન્દ્ર દર્શન-પૂજા

## વિધિ.

છપાવી પ્રગટ કરનાર,

**શ્રી વીરવિદ્યોત્તેજક સભા.**

પાલણપુર (ગુજરાત)

કિંમત રૂ. ૦-૯-૦ (પોસ્ટેજ સહિત)

વિક્રમ સં૦ ૧૯૭૫ વીર સં૦ ૨૪૪૫



રીચીરોડના પુલ નીચે આવેલા "શ્રી જૈન વિદ્યાવિજય"
પ્રી૦ પ્રેસમાં શા. પોપટલાલ અમથાભાઇએ છાપી.
અમદાવાદ.

પુસ્તક ૨ જું.

પારી૦ મણિલાલ ખુશાલચંદ

સંગ્રહિત

# શ્રી જીનેંદ્ર દર્શન પૂજા વિધિ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

પ્રગટ કર્ત્તા

## શ્રી વીરવિદ્યોત્તેજક સભા.

પાલણપુર (દેશ ગુજરાત)

વિક્રમ સં. ૧૯૭૫ વીર સં. ૨૪૪૫.



કિંમત રૂ. ૦-૯-૦ ( પોષ્ટેજ સહિત )





# संबोधसित्तरी.



આ ગ્રંથ અર્ધા આનાની ટીકીટ મોકલવાથી “શ્રી વીરવિદ્યોત્તેજક સભા—મુ૦ પાલણપુર ” એ સરનામે મલી શકશે.



# અશુદ્ધિ સંબંધી સૂચનાઓ.

—(•)—

પા. ૩૩ લી. ૧૩ મી— "કોઇ જગ્યાએ" ને બદલે "સ્નાત્રપ્રસંગે કોઇ જગ્યાએ" એમ વાંચવું.

પા. ૩૪ લી. છેલ્લી ચાર—જે બે દુહા ભગવાનને ગભારામાં પધરાવ્યા બાદ કહેવાના લખ્યા છે તેને બદલે તે દુહા ભગવાનને ગભારામાંથી લઇ બહાર પધરાવતી વખતે કહેવાના જાણવા.

પા. ૩૭ લી. ૧૦ મી—" પંચજ્ઞાન " ને બદલે "પંચમજ્ઞાન,, વાંચવું.

પા. ૪૧ કલમ ૩૫ મી—તિલક કરવાની ભાવના આરિસામાં જોઇને તિલક કરતી વખતે પણ ભાવવી. એવો અર્થ જાણવો.

પા. ૪૮ લી. ૬ ઠી—"થાળમાં ઘણાં ભરેલાં" ને બદલે "થાળના થાળ ભરેલાં" એમ વાંચવું.

પા. ૫૦ લી. ૬ ઠી—"જે ભાગ બગડેલો હોય તે સંભાળ પૂર્વક 'એવી' રીતે ગોઠવવો કે" એ વાક્યાને સ્થાને "જે ભાગ બગડેલો હોય તે દુર કરી સુધરેલા ભાગને એવી રીતે ગોઠવવો કે" એમ વાંચવું.

પા. ૫૮ લી. ૯ મી—"બંધ બેસતાં કરાવવાં" ને બદલે "બંધ બેસતાં કરાવવાં અને સુધરાવવાં" એમ વાંચવું.

પા. ૬૪ લી. ૭ મી—" ફળ નિસંગ " ને બદલે "ફળની સંગ" વાંચવું.

પા. ૭૭ કલમ ૭૧ ની પાંચ લીટીઓમાં—પ્રતિમાજીનાં આભૂષણ ઈત્યાદિને પગ અને કપડું, તથા પૂજાનાં વાસણોને પગ અડવો જોઇએ નહિં, એવો અર્થ સમજવો.

પા. ૯૬ લી. ૬ ઠી—અષ્ટમંગલિકના આલેખેલા પાટલા"ને બદલે "અષ્ટમંગલિકની આલેખેલી ધાતુની પાટલી" એમ સમજવું.

પા. ૯૭ લી. ૧૪ મી—"તે વખતે પણ" એ વાક્યમાં "પણ" શબ્દ વડે ચંદન પૂજા—પુષ્પ પૂજા અને વસ્ત્રપૂજા વખતે રાજ્યાવસ્થા ભાવવાનું સૂચવ્યું છે,

પા. ૧૦૩ લી. ૧૫ મી—"શાસ્ત્રમર્યાદા" ને બદલે "રૂઢી" વાંચવી.

પા. ૧૧૬ લી. ૧૩ મી—"સુક્તિ" ને બદલે "મુક્તિ" વાંચવું.

પા. ૧૨૧ લી. ૯ મી—એ નવમી લીટીને ૧૬ મી લીટીને સ્થાને વાંચવી.

પા. ૧૨૩ લી. ૨ જી—"अक्षतं यजामहे" ને બદલે "फलं यजामहे" વાંચવું.

પા. ૧૩૦ લી. ૮ મી—दिव्यध्वनिનો અર્થ "દેવો ભગવંતની વાણીને વાંસળી વગેરેના મધુરસ્વરથી પૂરે" એમ સમજવો.

પા ૧૪૮—૧૧૩ મી કલમમાં બે આલંબન કહ્યાં છે ત્યાં " પ્રતિમા સન્મુખ દષ્ટિ રાખી પ્રતિમાનું ચિંતવન કરવું તે પ્રતિમાલંબન" એટલું અધિક વાંચવું.

પા. ૧૫૦ લી. ૭ થી—"જયવિઅરાયની પ્હેલી ૩ ગાથા ગણધરકૃત છે માટે હાથ લલાટે લગાડવા, અને છેલ્લી બે ગાથા પૂર્વાચાર્યકૃત છે માટે હાથ નીચે ઉતારવા " એમ ( તે લખાણ ) કારણરૂપે ન જાણવું.

પા. ૧૫૭ લી. ૧૧ મી—" ભીત્યાદિકનો " એટલે ભીંત વગેરેનો

પા. ૧૫૮ લી. ૧ લી—" ઉધીની માફક " એટલે પૈંડાની નાભિમાંથી નિકળતા બે આરાના આકારની માફક એવો અર્થ જાણવો.

પા. ૧૬૫ લી. ૩ જી—" આનુપૂર્વી, " એ શબ્દથી પૂર્વાનુપૂર્વી—પશ્ચાનુપૂર્વી—અને અનાનુપૂર્વી એ ત્રણે ભેદ જાણવા. કારણ કે નવપદા-

દિની ટીપમાં એ ત્રણે ભેદના અંક ગોઠવેલા હોય છે.

પા. ૧૬૮ લી. ૫ મી—"નવમા પારાના રંગનો અથવા"ને બદલે "નવમા પારાથી જુદા રંગનો તેમજ" એમ વાંચવું!

પા. ૧૭૦ લી. ૨ જી—"તે સર્વ"ને બદલે "તે સર્વનું" અને મિચ્છામિ દુક્કડં" ને બદલે "મિચ્છામિ દુક્કડં દઉં છું" એમ વાંચવું.

પા. ૧૮૮ લી. ૭ મી—"આહાર" એટલે આર (ખેળ) જાણવો. આગળ ૨૬૦ મે પાને પણ એજ અર્થ જાણવો.

પા. ૧૯૨ લી. ૬ ઠ્ઠી—"સર્વથા અયોગ્ય" ને બદલે "સર્વથા યોગ્ય" વાંચવું.

પા. ૧૯૫ લી. ૮ મી—"પરંતુ" ને બદલે "પરંતુ કેટલીક વખત" વાંચવું.

પા. ૧૯૬ લી. ૮ મી—"કરવાની મહેનત" એ શબ્દો ન વાંચવા.

પા. ૨૦૮ લી. ૪ થી—" વળી "ને બદલે "કારણ " વાંચવું.

પા. ૨૧૩ લી. ૧૨ મી—" કરી શકે " ને બદલે " ન કરી શકે " વાંચવું.

પા. ૨૧૫ લી. ૪ થી—" ગોત્રીઓને " એ શબ્દ ન વાંચવો.

પા. ૨૧૬ લી. ૧-૨—પરદેશમાં રહેલાને પણ જન્મ સૂતક લાગે એવો જે ભાવ લખ્યો છે તેને બદલે પરદેશમાં રહેલાને જન્મસૂતક ન સંભવે એવો ભાવ સમજવો.

પા. ૨૨૯ લી. ૧૩ મી—એ સ્ફુટનોટ ૨૨૮ મા પાનાની ૧૪ મી લીટીના " ઢાંકણની " એ શબ્દ સંબંધિ જાણવી.

પા. ૨૩૫ લી. ૮ મી—" ઘણા ભાઇઓ " ને બદલે " ઘણી બાઇઓ " વાંચવું.

પા. ૨૪૩ લી. ૧૨ મી—શાસન ( એટલે શિક્ષા જાણવી. )

પા. ૨૪૬ લી. ૮ મી—" પૂરીને જવું "ને બદલે
" પૂરવું " વાંચવું.

પા. ૨૫૧ લી. ૧૦ મી—" ઉતારવો " ને બદલે
" કરવો " વાંચવું.

પા. ૨૬૫ લી. ૧૩ મી—" તેથી ઘી " એ શબ્દો
ન વાંચવા.

પા. ૨૭૭ લી. ૭ મી—" હાજર હોય " ને બદલે
" હાજર ન હોય " વાંચવું.

પા. ૨૮૨ લી. ૧૫ મી—" અથવા ધૂળ રેતીવાળી
જગ્યામાં " એ વાક્ય ન વાંચવું.



# પ્રસ્તાવના.



શરૂઆતમાંજ વાંચકગણને વિચાર થવા સંભવ છે કે આવા નાનકડા પુસ્તકને વળી પ્રસ્તાવનાની શી જરૂર છે? તેનું સમાધાન એ છે કે-કોઇપણ પુસ્તક અથવા ગ્રંથ વગેરે લખવાનો શું હેતુ છે? તથા તે પુસ્તકોમાં શું શું બાબતો આવેલી છે ? તેનો ટુંક સારાંશ, સમજવાનું સાધન પ્રસ્તાવના-ઉદ્દેશ-તથા ઉપોદ્‌ઘાત વગેરે હોય છે, કારણ કે તેમાં તે બાબતોનો સમાવેશ થઈ જાય છે, અને તે માટેજ આ પુસ્તકની પ્રસ્તાવના લખવી દુરસ્ત ધારી છે.

આ પુસ્તક લખવાનો હેતુ એ છે કે—શ્રી પરમાત્માની ભક્તિને અંગે કેટલીએક બાબતોની અજ્ઞાનતા હોવાથી, તથા ઉપયોગની શૂન્યતાથી શ્રીપરમાત્માપ્રત્યે કેટલીએક અવિધિ આશાતનાઓ

અને અવિનય થવાનો સંભવ હોય છે, અને તેથી યથાર્થ (ઈષ્ટ) લાભ પ્રાપ્ત થતો નથી, એટલુંજ નહિ પણ કદાચિત્ ગેરલાભ થવાનો સંભવ હોય છે, તેથી તેવી બાબતો જણાવવાને માટે, તથા હંમેશના પૂજા કરનાર બંધુઓ અષ્ટપ્રકારી પૂજામાંથી ઘણા ખરા પ્રકારની પૂજા કરે છે, પરન્તુ તેમાંની એક બે પ્રકારની પૂજાના અજાણપણાથી અષ્ટકારી પૂજા અધૂરી કરે છે, તો તેઓ પણ અષ્ટપ્રકારી પૂજા સારી રીતે સમજીને સંપૂર્ણ કરી શકે, તથા અજાણપણાથી કેટલીએક ગેરવ્યવસ્થા થાય છે તે પણ ટળી શકે એ હેતુથી આ નાનું પણ અતિ ઉપયોગી અને કલ્યાણમાર્ગદર્શક પુસ્તક આપ સુજ્ઞજનોના સન્મુખ રજુ કરી કૃતાર્થ થાઉંછું.

કેટલાએક બંધુઓ એમ સમજે છે કે પૂજા વગેરે ધર્મકૃત્ય અવિધિએ કરવા કરતાં ન કરવું તેજ શ્રેષ્ટ છે, પરન્તુ તે ભાઇઓએ જાણવું જોઇએ કે એ સમજવું સર્વથા ગેરવ્યાજબી છે, કારણ કે શ્રી સિદ્ધાંતમાં તો—

अविहिकया वर मकयं,
उस्सुयवयगं भणंति सव्वन्नू
अकए गुरु पच्छित्तो,
कए लहु पच्छित्तो होइ ॥ १ ॥

અર્થ—"અવિધિએ કર્યા કરતાં નહિ કરેલું ધર્મકાર્ય શ્રેષ્ટ છે" એ વચનને સર્વજ્ઞ ઉત્સુત્ર વચન કહે છે, કારણકે અવિધિએ કરેલ ધર્મ કૃત્યનું લઘુ પ્રાયશ્ચિત્ત ( ઓછો દંડ ) આવે છે, અને સર્વથા નહિ કરનારને તો મોટું પ્રાયશ્ચિત્ત ( મહા દંડ ) આવે છે એ પ્રમાણે કહેલું છે. માટે અવિધિના ભયથી ધર્મકૃત્યને તજી દેવા કરતાં ધર્મકૃત્યમાં થતી અવિધિને તજવાનોજ ઉપાય કરવો જોઇએ. જેમ રોગાદિના ભયથી આહારનો સર્વથા ત્યાગ કરવા કરતાં બનતા પ્રયત્ને આહારમાં રહેલાં રોગનાં કારણોનોજ ત્યાગ કરવા ઉદ્યમ કરવો જોઈએ.

ચાલુ જમાનામાં પાશ્ચિમાત્ય કેળવણી લેનારા યુવાન જૈન બંધુઓ ધાર્મિક સંસ્કારના અભાવે શંકા કરે છે કે ભગવાનને પાણીવડે સ્નાન કરાવવાથી, કેશર ચંદન ચડાવવાથી, તથા ધુપ દીપ નૈવેદ્ય ફળ વગેરે ચડાવવાથી શું ફાયદો છે? તે તે શંકાઓને દૂર કરવા માટે પણ બનતો પ્રયત્ન આ ગ્રંથમાં કરેલો છે.

કેટલીએક આશાતનાઓ દેહરાસરના કેટલાએક કાર્યવાહકોનું દેહરાસરની સંભાળમાં પૂરતું લક્ષ્ય નહિં હોવાથી,અને કદાચ કોઇ સમજાવે અથવા સૂચના કરે તોપણ તે સંબંધિ બેદરકારી રાખવાથી, અને શક્તિ ઉપરાંત કાર્ય વ્યવસ્થાનો બોજો લેવાના સબબે જોઇતાં સાધનો પૂરાં નહિ પડવાથી પણ કેટલીક આશાતનાઓ ઉભી થવા પામે છે, તેથી તેવા પ્રકારની આશાતનાઓ થવા ન પામે એ હેતુથી કાર્યવાહકોની વ્યવસ્થાના સંબંધમાં પણ કેટલીએક સૂચનાઓ કરવામાં આવી છે. તેમજ

દેહરાસરના પૂજારીઓ અને કાજો વગેરે કામકાજ કરનારા નોકરોને માટે પણ મારી અનુભવેલી આંશાતનાઓ દૂર કરવા સંબંધિ સૂચનાઓ ખાસ જુદીજ કરવામાં આવી છે. તો તેઓ એ સૂચનાઓનો યોગ્ય અમલ કરે અથવા કાર્યવાહકો તેઓની પાસે યોગ્ય અમલ કરાવે તો મારો ગ્રંથ લખવાનો હેતુ સફળ થયો માનીશ.

આ બાબતમાં નોકરોના ધારા ધોરણ કાયદાના રૂપમાં લખાયેલ હોવાથી વાંચકવર્ગને સ્વાભાવિક વિચાર થશે કે આપણું કયું રાજદરબારી કામ છે કે તેવા ધારા ધોરણોની આવશ્યક્તા હોઈ શકે ? તેનું સમાધાન એ છે કે તેવા નિયમ વગેરેનું બંધારણ જો નથી હોતું તો પૂજારીઓ વગેરે ઘણાજ બેદરકારીથી કામ કરે છે, અને તેના પરિણામે કેટલેક ઠેકાણે ચાલુ ગ્રંથમાં દર્શાવ્યા મુજબ અનેક પ્રકારની અવિધિ આશાતનાઓ ઉભી થાય છે. જેમકે કેટલાએક પૂજારીઓ પખાલ પણ બરાબર કરતા

નથી, ઘણી વાર કેશરની પૂજા પણ રહી ગયેલી હોય છે. વળી કેટલાએક પોતાને કામે પરગામ વગેરે જાય તો પોતાની સ્વતંત્રતા પ્રમાણે બીજા ગમે તેવા માણસને કામ સોંપી ચાલ્યો જાય અને તેથી દેહરાસરના કાર્યોમાં અનેક અવ્યવસ્થા થવા પામે, વળી અવસ્ય કાર્ય જે પૂજા કરવી તેમાં પણ અનેક જાતના ગોટાળા વાળે, તેના પરિણામે શ્રી પ્રતિમાજીની પણ અત્યંત આશાતના થાય છે. બીજાં કાર્ય રહી ગયાં હોય તો વખતે બીજે દિવસે થઇ શકે, પરન્તુ પૂજા રહી જાય તો બીજે દિવસે શી રીતે બની શકે? તેથી તેવી આશાતના દૂર કરવા તથા નોકરો ઉમંગથી સારી રીતે કામ કરે તે માટે ગ્રંથમાં દર્શાવેલા ધારા ધોરણો રાખવાં વ્યાજબી જણાય છે. કારણ કે આ પુસ્તકમાં લખાયલી ખરી બાબતો મારી જાતે અનુભવેલી છે. તેથી તે બાબતો બીજાના જાણવામાં આવે તો લાભ થઇ શકે તેમ જાણી તે સર્વ બાબતોનો સંગ્રહ કરી આ પુસ્તક બહાર પાડયું છે.

પુજારી તથા કાજો વગેરે કામ કરનારના કામકાજની તપસીલમાં જણાવેલી કેટલીક બાબતો મુજબ શ્રાવકોએ પણ વર્તવાની જરૂર છે, તેથી તેઓએ પણ તે બાબતોમાં પૂરતું લક્ષ્ય આપવું, અને શ્રાવકોની સૂચનાઓમાં જે પૂજારીઓને યોગ્ય હોય તે ઉપર પૂજારીઓએ લક્ષ આપવું. ચાલુ જમાનામાં ઘણા પૂજારીઓ ભણેલા પણ હોયછે, તો દેહરાસરના કાર્યવાહકોએ તેવા ભણેલા પૂજારીઓને આ પુસ્તક આપવું, અને પુસ્તકમાં લખ્યા પ્રમાણે બનતા પ્રયત્ને વર્ત્તવા માટે ભલામણ કરવી. અને જે પૂજારીઓ ભણેલા ન હોય તેઓને નોકરોના ધારા તથા તેઓના કામકાજની તપસીલ વાંચી સંભળાવી તે પ્રમાણે વર્ત્તવા માટે સૂચના કરવી.

આ પુસ્તકમાંની બધી બાબતો સ્હેલાઇથી સમજાય તેવી સરળ ભાષામાં વિવેચન પૂર્વક લખી છે, છતાં પણ ઘણી બાબતો લખાણથી સમજાય તેવી નહિં હોવાથી, અને દેશકાળને અનુસારે ફેર

ફારવાળી હોવાથી આ લઘુ ગ્રંથમાં લખી શકાય નહિં. માટે તેવી બાબતો ગુરૂગમથી અથવા વિધિ રસિક પુરૂષોની પાસેથી સમજવી ઉચિત છે.

આ પુસ્તકમાં જે બાબતો લખી છે તે સર્વ સાધારણ લખી છે, પરંતુ કોઈ અમુક દેશ વા સ્થાનનો આશ્રયિ લખી નથી, માટે બીજા કોઈ દેશવાળાઓને પોતાની અનુકૂળતા મુજબ ફેરફાર કરવાની જરૂર જણાય તો યોગ્ય ફેરફાર કરવામાં કોઇ બાધ નથી. પરંતુ મૂળ બાબતો અને તેમાં રહેલો લેખકનો આશય લક્ષમાં રાખી બને તેટલા પ્રયત્ને અવિધિ આશાતના ઓછી કરવા કરાવવા તરફ ખ્યાલ રાખવો એ ખાસ ભલામણ છે.

આ પુસ્તકમાં લખેલી બાબતોમાંથી જેનાથી જેટલી બની શકે તેટલી અમલમાં મુકવામાં આવશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ, અને આ સિવાય બીજી ઉપયોગી બાબતો જે ભાઇઓના ધ્યાનમાં હોય તેઓ જણાવશે તો હું પોતે બનતો

લાભ લેવા ઉત્સુક છું, અને જો બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડશે તો તેમાં પણ દાખલ કરી શકીશ.

આ પુસ્તક તપાસી આપનાર શાન્તમૂર્ત્તિ મુનિરાજ **श्रीकर्पूरविजयजीए** ભાષાશૈલી. શબ્દશુદ્ધિ વગેરેની કેટલીએક હિતશિક્ષા તથા સૂચનાઓ કરી છે તે માટે હું તેઓશ્રીનો, તથા આ પુસ્તક લખવા સુધારવા અને યોગ્ય સલાહ આપવા વગેરેમાં મને મદદ કરનાર મારા બંધુઓ કોઠારી રીખવચંદ ઉજમચંદ, પુનમચંદ નિહાલચંદ, પ્રેમચંદ કેવળચંદ, અને કલકત્તાનિવાસી ભણશાલી હીરાચંદ શેષકરણનો અંતઃકરણથી આભાર માનું છું.

વિધિ-ઉપયોગ-અને જયણા સંબંધિ લખાણમાં શબ્દરચના કદાચ વિરોધ પડતી અથવા નિષેધવાચી જણાય તો તેમાં લેખકનો આશય તેવા પ્રકારનો નથી એમ જાણવું.

આ ગ્રંથમાં હ્રસ્વ દીર્ઘ અને ભાવાર્થની વગેરે દૃષ્ટિદોષથી જે ભૂલ રહી ગઇ હોય તે માટે વાંચક-વર્ગ સુધારી વાંચશે, અને હું તે સંબંધિ તથા કાંઇ જીનાજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તે સંબંધિ **मिथ्या दुष्कृत** દઉં છું.

દરેક વાંચક બંધુ આ પુસ્તકની ઉપયોગિતા માટે પોતાનો અભિપ્રાય જણાવશે, અને મને વધુ ઉપયોગી લાગશે તો બીજી આવૃત્તિ દરેક દેશના લોકના ઉપયોગ માટે શાસ્ત્રી લિપિમાં છપાવવાનો પ્રયત્ન કરવામાં આવશે.

**લી. પારી. મણિલાલ ખુશાલચંદ**

**પાલણપુર.**



## સૂચના.

૨૪૪ અને ૨૬૯ મા પાનામાં બન્ને મથાળાં એક સરખા અર્થવાળાં છપાયાં છે તે બેમાંથી પ્હેલું મથાળું કાયમ ગણી બીજું મથાળું વાંચવું નહિ.



# શ્રી જિનેન્દ્રદર્શન પૂજાવિધિ.

જૈનબંધુઓ તથા બ્હેનોએ અથથી ઇતિ
સુધી વાંચી મનન કરી યથાશક્તિ
વર્તન કરવા યોગ્ય અગત્યની

## સૂચનાઓ.

૧—પ્રભુની પૂજા ત્રણ અવસરે થાય છે. સવારે વાસક્ષેપ પૂજા, મધ્યાન્હે ચંદન પૂજા, ને સંધ્યાકાળે (સાંજરે) ધૂપ પૂજા, તથા આરતી ને મંગળદીપથી દીપક પૂજા કરાય

છે, અને ચૈત્યવંદન અથવા સ્તુતિ વગેરેથી ભાવપૂજા તો ત્રણે વખતે કરવી આવશ્યક છે.

૨—પ્રભાતમાં વાસક્ષેપ પૂજા હાથ પગ ધોઇ શુદ્ધ કપડાં પહેરીને કરવી. ( સવારે વાસક્ષેપ પૂજા ન બની શકી હોય તો વિધિ સાચવવાને માટે મધ્યાન્હકાળે ચંદન પૂજા કરતા પહેલાં જે પ્રભુને પ્રક્ષાલન (પખાલ) ન થયું હોય તે પ્રભુને પ્રથમ વાસક્ષેપ પૂજા કરીને પછી પ્રક્ષાલન કરવાનો રીવાજ જણાય છે. ) વાસક્ષેપ પૂજા પ્રભુને સ્પર્શ કર્યા વિના થાય છે માટે સ્નાન કર્યાવિના વાસક્ષેપ પૂજા કરી શકાય,

૩—મધ્યાન્હકાળે ચંદનપૂજા વિગેરે આગળ બતાવવામાં આવશે તે મુજબ આઠપ્રકારે અથવા જેટલા પ્રકારે બની શકે તેટલા પ્રકારે કરવી.

૪—સાંજે ધૂપ પૂજામાં ધૂપ ઉખેવવો, અને

દીપપૂજામાં બનતા સુધી આરતી ને મંગલ-દીવો કરવો, અને તેમ ન બની શકે તો છેવટે છુટા દીપકથી પણ દીપકપૂજા કરવી.

૫—પ્રભુની પૂજા કરવા ઇચ્છનારે જો દેહ-રાસર પોતાના ઘરની નજીક હોય તો બનતા સુધી પોતાના ઘરથી નાહીને જવું, કારણ કે ત્યાં પોતાથી બનતી શુદ્ધી રાખી શકાય છે, અને જ્યાં ઘણાં માણસો ન્હાનાર હોય છે, ત્યાં જોઇએ તેવી શુદ્ધિ રાખી શકાતી નથી, અને જો દેહરાસર પોતાના ઘરથી દૂર હોય તો દેહરાસરના અંગે ન્હાવાની જગ્યા હોય ત્યાં ન્હાવું.

૬—દેહરાસરના અંગે ન્હાવાની જગ્યામાં ઘણે સ્થળે નીચેની બાબતોપર પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી, તેથી કાર્યવાહકોએ તે પ્રમાણે વર્તાવવાને માટે ન્હવરાવનાર

તથા ન્હાનારાઓને વખતો વખત સૂચનાઓ આપવાની ખાસ જરૂર છે, અને ન્હવરાવનાર તથા ન્હાનાર બંધુઓએ તે મુજબ વર્તવા ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. તે સૂચનાઓ આ પ્રમાણે—

૧ ચૂલા તથા ન્હાવાની જગ્યાઓમાંથી કેટલીક વખત કાજો ( કચરો–પૂજો ) લેવાતો નથી, અથવા જેમ તેમ કાજો લેવાય છે, માટે બરાબર કાજો લીધા પછીજ કાર્ય શરૂ કરવું.

લાકડાં આદિકમાં જીવ જંતુ રહેવાનો સંભવ હોય છે, માટે પ્રથમ પૂજી ખંખેરી જોઈ તપાસીને ઉપયોગ કરવો, પણ જેમ તેમ વાપરવાં નહિં. તેમાં પણ જો કોઈક લાકડામાંથી જીવ સાફ થાય તેમ ન હોય તો તે લાકડાને દૂર મૂકી દેવું.

૩ કેટલેક ઠેકાણે સૂર્યનો ઉજાસ (પ્રકાશ) થયા પહેલાંજ ઘણું વહેલું કાર્ય શરૂ કરવામાં આવે છે, તો બનતા સુધી દીવસ ઉગ્યા પછીજ કાર્ય શરૂ કરવું, અને જો તેમ ન બની શકે તો દીવા વગેરેથી દરેક કાર્ય જોઈ તપાસીને જયણાપૂર્વક કરવું.

૪ કેટલેક ઠેકાણે પાણી ગળવા માટે એક વાસણ ઉપર લૂગડું કંઈક વખત સુધી બાંધીજ મૂકવામાં આવે છે, કે જ્યારથી કાર્ય શરૂ થાય ત્યારથી કાર્ય સંપૂર્ણ થતા સુધી પાણી તેમાં ગળાયાજ કરે, પણ તેથી સંખારાના જીવોની જયણા થતી નથી, અને ત્રસ જીવોની હીંસાનો પ્રસંગ બને છે. માટે જ્યારે જ્યારે પાણી ગળાઈ રહે ત્યારે જે સ્થાનેથી

પાણી લાવ્યા હોય તે સ્થાને સંખારો વાળી નાખવાનો ઉપયોગ રાખવાની ખાસ જરૂર છે.

૫ કેટલેક ઠેકાણે પાણી ગરમ થતું હોય તેજ વાસણમાં ઠંડુ પાણી મેળવીને વપરાય છે, પણ તેમ કરવાથી પરસ્પર તે બન્ને જીવોની હાની થાય છે, માટે પ્રથમ ગરમ થયેલું પાણી એક જૂદા વાસણમાં કાઢી લઇને પછી બીજું પાણી ગરમ કરવું, અને ગરમ તથા ઠંડુ બન્ને પાણી જુદાં જુદાં રાખી જેને જે પાણીથી ન્હાવાનું હોય તેણે તેજ પાણી લેવું. પરંતુ ગરમ પાણી અને ઠંડુ પાણી બન્ને ભેગાં કરવાં નહિ. તથા ગરમ પાણીને એકદમ ઘણું ગરમ કરી દેવું નહિ કે જેથી તેમાં ઠંડુ પાણી મેળવવાની જરૂર

પડે, તેમ છતાં ક્હાચ ઘણું ગરમ થઈ ગયું હોય તો જરા વખત થોભીને પણ ઠંડુ થવા દેવું. પણ ગરમ ઠંડુ ભેગું કરવું તે ઉચીત નથી.

૬ પાણી ગરમ કરવાનાં તથા ન્હાવાનાં વાસણો પ્રથમ જોઈ પૂજીને પછી ધોઈ-નેજ વાપરવાં.

૭ ન્હાવાનું પાણી જે જગ્યાએ ગરમ કરવામાં આવે તે જગ્યાએ મજબુત કપડાનો ચંદરવો બાંધવો જોઇએ.

૮ કાંબળીઓ તથા પૂજાનાં કપડાં બહુ મલીન થયા છતાં પણ કેટલીક જગ્યોએ તે બદલવામાં ઘણો જ વિલંબ થાય છે, પરન્તુ તેવાં મલીન કપડાં પહેરીને ભગવાનની પૂજા કરવી તે ઉચીત નથી. કારણ કે પ્રભુની પૂજા કરવામાં વસ્ત્રની, મનની,

તનની અને પૂજા સામગ્રીની એ ચારે શુદ્ધિની અવશ્ય જરૂર છે, અને એ ચારે અપવિત્ર હોય, અથવા એ ચારમાંથી એક પણ અપવિત્ર હોય તો પ્રભુનો અવિનય આશાતના થાય છે. માટે તેવાં મલીન થયેલાં કપડાંને તુર્તજ બદલાવવા તથા ધોવરાવવાની અવશ્ય જરૂર છે. (બનતા સુધી તો પોતાના ઘરનાંજ શુદ્ધ વસ્ત્રો વાપરવાં ઉચીત છે.)

૯ પાણી રાખવાની જગ્યાઓ તથા ખાળો વગેરે સારી રીતે સાફ થતાં નહિ હોવાથી ઘણી વખતે તે જગ્યાએ લીલ ફૂલ ઉત્પન્ન થાય છે. માટે તેવી જગ્યાઓને વારંવાર સાફ કરવાની જરૂર છે.

૧૦ કેટલાએક ભાઇઓ દેહરાસરે ન્હાવા જાય છે ત્યારે પૈસા તથા દાગીના વગેરે કપ·

ડાંમાં લઈ જાય છે. અને તે ચોરાવાથી તેઓના જીવને સંતાપ થાય છે. માટે બનતા સુધી તેવી કીંમતી વસ્તુઓ સાથે લઈ જવી ઠીક નથી.

૧૧ કેટલાએક ભાઈઓ દેહરાસરની ન્હાવાની જગ્યાએ ગળફા, લીંટ, ને થુંક વગેરે નાંખે છે, તથા કાન નાક વગેરેના મેલ સાફ કરે છે, તેમજ પેસાબ પણ કરે છે તે ઘણું અઘટિત છે. માટે બનતા સુધી દેહરાસરે આવતા પહેલાંજ તેવી બાબતોની શુદ્ધિ કરીને આવવું ઠીક જણાય છે.

૧૨ કેટલાએક ભાઇઓ દેહરાસરે ન્હાવા આવે છે ત્યાં સાબુ, દહિં, લીંબુ આદિ પદાર્થાનો ઉપયોગ કરે છે. પણ તેથી ઘણા જીવોની ઉત્પત્તિ અને હાની થવાનો

સંભવ છે. માટે તેવી વસ્તુઓ ધર્મસ્થાને નહિ વાપરવા માટે કાર્યવાહકોએ પૂરતું ધ્યાન આપવાની જરૂર છે. તેમજ પોતે વાપરવી નહિ, અને બીજાઓને નહિં વાપરવા દેવાની ગોઠવણ કરવા ખાસ ભલામણ છે. છતાં કદાચ દેશકાલાનુસાર કોઈ ઠેકાણે હંમેશાં તેવી વસ્તુઓનો ઉપયોગ થતો હોય તો પર્વ દીવસોમાં અને મોટી તીથીઓમાં તો તે વસ્તુઓ ન વાપરવી એ ઉત્તમ છે.

૭—બનતાસુધી જીનેશ્વર ભગવાનનાં દર્શન પૂજા નિમિત્તે વાપરવાની ચીજો પોતપોતાના ઘરની અને અતિ ઉત્તમમાં ઉત્તમ હોય તેવીજ વાપરવી, છતાં ન બની શકે તો તેવી જે વસ્તુઓ સંઘ તરફથી રાખવામાં આવે છે તેને પોતાના ઘરની ચીજ સમાન

જાણી તે બગડે નહિ તેવી રીતે ઉપયોગ કરવો, પણ તે ચીજનું નુકસાન થાય તેવી રીતે બેદરકારીથી તે ચીજ વાપરવી નહિ. અને વાપર્યા પછી પણ તે ચીજને યોગ્ય સ્થાને સારી રીતે જાળવીને મુકવી, પણ જેમ તેમ નાંખવી નહિ.

૮—કેટલાએક બાઇઓ પોતાનાં પહેરવાનાં કપડાં દેહરાસરમાં ઉતારે છે. પણ તેમ કરવાથી આશાતના થાય છે, માટે દેહરાસરમાં કપડાં ઉતારવાં વ્યાજબી નથી; બીજે યોગ્ય સ્થાને મૂકવાં ઉચીત છે.

૯—તથા કેટલેક સ્થળે પ્રભુની પૂજાનાં કપડાં ચોરાઈ જવાના ભયથી ગભારામાં રાખવામાં આવે છે, ને પૂજા કરનાર બાઇઓ ઝરતે પાણીએ ગભારામાં જઈ ગભારામાંજ ( અથવા બાહેર ) કપડાં બદલે છે. તે પણ

અનુચિત છે. માટે પૂજાનાં કપડાં ગભારાથી બાહેર રાખવાં જોઇએ. અને શુદ્ધ વસ્ત્ર પહેર્યા પછીજ ગભારામાં દાખલ થવું જોઇએ.

૧૦—તથા કેટલાએક બાઇઓ પ્રભુની દ-ષ્ટિ સામેજ કપડાં બદલે છે, તે પણ પ્રભુનો અવિનય કર્યો ગણાય છે, માટે પ્રભુની દ-ષ્ટિએ કપડાં બદલવાં ઉચીત નથી.

૧૧—તથા સૂકી શુદ્ધ જગ્યાએ કે જ્યાં પાણી જલદી સૂકાઈ જાય, લીલફુલ ન થાય, અને જીવરક્ષા થાય તેવી જગ્યાએ, અને પોતાનું શરીર સાફ કરી શકાય તેટલા પા-ણીથીજ જયણાપૂર્વક સ્નાન કરવું, પણ વિના કારણે માપ વિના ( અધિક ) જળ ઢોળવું નહિં. આજ કાલ ઘણા બાઇઓ ઘડે ઘડા જળ વાપરતા જોવામાં આવે છે, તે પણ ફક્ત શરીરપર રેડવા પૂરતુંજ, બાકી

શરીર જોઇએ તેવું શુદ્ધ થતું નથી. તે અનુચિત છે. માટે શરીર શુદ્ધ કરવા પૂરતું જ પાણી વાપરવું યોગ્ય છે.

૧૨—આહાર, નિહાર ( ઝાડા-પેસાબ ) વખતે વાપરવાથી અશુદ્ધ થયેલું કપડું પહેરીને પૂજા માટે ન્હાવું નહિ. પરંતુ ન્હાવા માટે જૂદું સ્વચ્છ કપડું રાખવું.

૧૩—ન્હાવાના ધોતીયાથી અથવા બીજા કોઈ પણ અશુદ્ધ કપડાથી શરીર સાફ કરવું નહિ. પણ એક જૂદું કપડું ( ટુવાલ વગેરે ) શુદ્ધ રાખવું, તેનાથી શરીર સાફ કરી પૂજાનાં કપડાં પહેરવાં. કેટલાએક બંધુઓ તો તદ્દન શરીર સાફ કર્યા સિવાય ભીના શરીરે કાંબલો અથવા પૂજાનાં કપડાં પહેરી લે છે, પણ તેથી કપડાં જલદી મલીન થાય છે, માટે શરીર સાફ કરીને પછી

પૂજાનાં કપડાં પહેરવા ખાસ ખ્યાલમા રાખવું.

૧૪—પૂજામાં પહેરવાનાં કપડાં બહુ મૂલ્યવાળાં, સૂતરનાં, સફેદ કપડાં ઉત્તમ કહ્યાં છે. પણ પોતાનાં અંગોપાંગ જણાય તેવાં બારીક કપડા નહિ રાખતાં જરા ઘટ્ટ(જાડાં) પોતનાં રાખવાં.

૧૫—પૂજામાં ફાટ્યાંતુટયાં ને મલીન વસ્ત્ર વાપરવાથી અંતઃકરણની પણ જોઇએ તેવી શુદ્ધિ રહેતી નથી, માટે અખંડ અને સ્વચ્છ કપડાંનો ઉપયોગ કરવો.

૧૬—પૂજાનાં કપડાં પોતાના ઘરનાં ન હોય અને સંઘ તરફનાં વાપરવાં હોય તો નાહીને કાંબલ પહેર્યા પછી જ પૂજાનાં કપડાં પહેરવાં, કારણ કે તે કપડાં હમેશાં ધોવાતાં નહિ હોવાથી તે કપડાંને અડક

વાનો વ્યવહાર નથી.

૧૭—પૂજા સિવાયનાં કપડાં તથા કાંબળી પહેરીને ગભારામાં દાખલ થવું તદન અનુચિત છે. તેમ કરવાથી અવિનય દોષ લાગેછે.

૧૮—પૂરા પોશાક વિના ફક્ત એકલું ધોતીયું પહેરીને, અથવા અર્ધું ધોતીયું પહેરીને અને અર્ધું ઓઢીને ભગવંતની સન્મુખ જવું તે પણ વ્યાજબી નથી. તથા એકલી કાંબળ પહેરીને અથવા ઉઘાડે માથે જવું વ્યાજબી નથી કારણ કે તેમ કરવાથી પ્રભુની અવજ્ઞા કરવારૂપ દોષ લાગે છે.

૧૯—બજારમાં અથવા કોઈ સારા પ્રસંગમાં અથવા રાજા વગેરે અધિકારી વર્ગની પાસે જવું હોય તો સારામાં સારો પોશાક પહેરવો જોઇએ, તો દેવાધિદેવ એવા ભગવંતની આગળ જતાં ગમે તેવો અવ્યવસ્થિત

મેલો ઘેલો પોશાક પહેરવો તે ઉચીત કેમ ગણાય ? અર્થાત્ દેવાધિદેવની સન્મુખ જતાં સારો પોશાકજ પહેરવો જોઇએ.

૨૦—દેહરાસરમાં પ્રવેશ કરીએ ત્યારથી તે બહાર નીકળતાં સુધીમાં દરેક કાર્ય કરતાં તેમજ બોલતાં વગેરે પ્રસંગે બહુજ નમ્રતા અને લઘુતાથી વર્તવું જોઇએ, કારણ કે તેમ કરવાથી ભગવંતનો વિનય સચવાય છે. અને જો ઉપયોગ-શૂન્યપણે વિવેક રહીત વર્તવામાં આવે તો ભગવંતની આશાતના અવજ્ઞા કરી ગણાય છે.

૨૧—મેરૂગીરી ઉપર ભગવંતનો જન્મ-મહોત્સવ કરવા જવા માટે જેમ ઈંદ્ર મહારાજ સુઘોષા નામની ઘંટા વગડાવે છે, અને તે ઘંટાનાદવડે અન્ય વિમાનવાસી સર્વ દેવોને અને દેવીઓને ભગવંતના જન્મોત્સવમાં જ-

વાનું આમંત્રણ કરે છે, તેમ આપણે પણ દેહ-રાસરમાં પ્રવેશ કરતાંજ અન્ય જીવોને ભગવંતનાં દર્શન–પૂજા કરવાનો અવસર થયાની સૂચના કરવારૂપ ઘંટ નગાડવો, તેમજ એ મંગળનું પણ સૂચક છે. અને વ્યવહારમાં ઘંટાનાદ કરવો એ હર્ષની રૂઢી પણ છે.

૨૨—દેવવંદનભાષ્યમાં કહ્યું છે કે ચૈત્યવંદનની વિધિ મૂળ ૨૪ દ્વારે સચવાય છે, અને તેના ઉત્તર ભેદ ૨૦૭૪ થાય છે. તેની વિગતનું કોષ્ટક નીચે મુજબ છે.

## ચૈત્ય વંદનનાં ૨૪ દ્વારનું કોષ્ટક.

| દ્વાર સંખ્યા. | દ્વારનાં નામ. | ઉત્તર ભેદ. |
|---|---|---|
| ૧ | નિસિહિઆદિક ૧૦ ત્રિકનું દ્વાર. | ૩૦ |
| ૨ | ૫ અભિગમ સાચવવાનું દ્વાર. | ૫ |
| ૩ | દેવવંદનાવસરે સ્ત્રી પુરૂષે ઉભા | |

રહેવાની બે દિશિનું દ્વાર. ૨
૪ જઘન્યાદિ ૩ અવગ્રહનું દ્વાર. ૩
૫ ત્રણ પ્રકારે વંદન કરવાનું દ્વાર. ૩
૬ પંચાંગે પ્રણામ કરવાનું દ્વાર. ૧
૭ નમસ્કાર કરવાનું દ્વાર. ૧
૮ નવકાર પ્રમુખ ૯ સૂત્રોના વર્ણોનું દ્વાર. ૧૬૪૭
૯ નવકાર પ્રમુખ ૯ સૂત્રોની સંપદાઓની સંખ્યાનું દ્વાર. ૧૮૧
૧૦ નવકાર પ્રમુખ ૯ સૂત્રોની પદ સંખ્યાનું દ્વાર. ૯૭
૧૧ નમુત્થુણં આદિ ૫ દંડકનું દ્વાર. ૫
૧૨ દેવ વાંદવાના ૧૨ અધિકારનું દ્વાર. ૧૨
૧૩ ૪ વંદનીયનું દ્વાર. ૪
૧૪ સ્મરણ કરવા યોગ્યનું દ્વાર. ૧
૧૫ નામાદિ ૪ નિક્ષેપે જીનનું દ્વાર. ૪

| | | |
|---|---|---|
| ૧૬ | ૪ થુઈ કહેવાનું દ્વાર. | ૪ |
| ૧૭ | દેવ વાંદવાના ૮ નિમિત્તનું દ્વાર. | ૮ |
| ૧૮ | દેવ વાંદવાના ૧૨ હેતુનું દ્વાર. | ૧૨ |
| ૧૯ | કાઉસ્સગ્ગના ૧૬ આગારનું દ્વાર. | ૧૬ |
| ૨૦ | કાઉસ્સગ્ગના ૧૯ દોષનું દ્વાર. | ૧૯ |
| ૨૧ | કાઉસ્સગ્ગના પ્રમાણનું દ્વાર. | ૧ |
| ૨૨ | સ્તવન કેવી રીતે કરવું તેનું દ્વાર. | ૧ |
| ૨૩ | ૭ વાર ચૈત્યવંદન કરવાનું દ્વાર. | ૭ |
| ૨૪ | ૧૦ આશાતના ત્યાગ કરવાનું દ્વાર. | ૧૦ |
| | | ૨૦૭૪ |

૨૩—૨૪ દ્વારનાં નામ માત્ર ઉપર સંક્ષેપથી જણાવ્યાં છે. તેમાંનું દરેક દ્વાર વિગતવાર લખતાં અત્રે ઘણું લંબાણ થઈ જાય, માટે જે જે દ્વાર જે જે પ્રસંગે સાચવવાનું લખીશું, ત્યાં ત્યાં જરૂર જેટલી વિગત સંક્ષેપથી દર્શાવવામાં આવશે. (વધુ જાણવાના

અભિલાષી બંધુઓએ દેવવંદનભાષ્યાદિ ગ્રંથોનું અવલોકન કરવું આવશ્યક છે. )

૨૪—૧૦ ત્રિકના દ્વારની વિગત ( દેવવંદનભાષ્યમાં) આ પ્રમાણે—

૧ લું ત્રિક—૩ નિસિહિ કહેવી.
૨ જું ત્રિક—૩ પ્રદક્ષિણા દેવી.
૩ જું ત્રિક—૩ વાર પ્રણામ કરવો.
૪ થું ત્રિક—૩ વાર પૂજા કરવી.
૫ મું ત્રિક—૩ અવસ્થા ભાવવી.
૬ ઠું ત્રિક—૩ દિશિએ જોવાનું વર્જવું.
૭ મું ત્રિક—૩ વખત ભૂમિનું પ્રમાર્જન કરવું.
૮ મું ત્રિક—૩ આલંબન ગ્રહણ કરવાં ( વર્ણાદિકનાં ).
૯ મું ત્રિક—૩ મુદ્રા કરવી.
૧૦ મું ત્રિક—૩ પ્રણિધાન કરવાં.

૨૫—૫ અભિગમ સાચવવા રૂપ બીજા દ્વારની વિગત ( ચૈત્યાદિકને વિષે પ્રવેશ કરવાનો જે વિધિ તે અભિગમ કહેવાય તેની વિગત ) આ પ્રમાણે—

૧ દેહરાસરમાં પ્રવેશ કરતાં સચિત્ત દ્રવ્ય ( પુષ્પ ફળાદિક જે સ્વોપભોગ્ય=પોતાના ઉપભોગની હોય તે ) પોતાની પાસે હોય તો તેનો ત્યાગ ( પ્રભુની દૃષ્ટિ ન પડે તેવા સ્થાને દેહરાસરથી બાહેર મૂકીને પ્રવેશ ) કરવો.

૨ અચિત્ત પદાર્થ જે દ્રવ્ય—નાણું, અથવા વસ્ત્ર આભૂષણાદિક પોતાની પાસે હોય તેનો ત્યાગ ન કરવો. પરંતુ પોતાની પાસે રાખવાં.

૩ ચિત્તની એકાગ્રતા કરવી એટલે પ્રભુના ધ્યાનમાં તલ્લીન થવું.

૪ એકવડા વસ્ત્રનું ( બન્ને છેડા જેના દસી-
વાળા હોય તેવા અખંડ વસ્ત્રનું ) ઉત્ત-
રાસંગ ( ઉત્તરાસણ ) કરવું.

૫ શ્રી જીનેશ્વર ભગવંતને દૂરથી દેખતાંજ
બે હાથ જોડી મસ્તકે લગાડવા રૂપ
અંજલીબદ્ધ પ્રણામ (પ્રભુને) કરવો, અને
"नमो भुवण बंधुणो" અથવા "नमो
जिणाणं" ઇત્યાદિ પદ બોલવારૂપ નમ-
સ્કાર કરવો.

ઉપર જણાવેલા પાંચ અભિગમ દેવ તથા ગુરૂ પાસે આવતાં સાચવવા જોઇએ, અને વંદના કરનાર શ્રાવક રાજા હોય તો—

૧ ખડ્ગ (તલવારાદિ –૨ છત્ર, ૩ ઉપાનહ= મોજડી. ૪ મુકુટ, ૫ ચામર. એ પાંચ રાજ ચિન્હોનો ત્યાગ કરવા રૂપ પાંચ અભિગમ સાચવવાં ( શ્રાવકોએ છત્રી લાકડી વગેરેનો

ત્યાગ કરવો ).

૨૬—ચોવીસમું ૧૦ આશાતના ત્યાગ કરવાના દ્વારની વિગત-(આ દ્વાર સૌથી છેલ્લું આવે છે, પરન્તુ તે આશાતનાઓ મંદિરમાં પ્રવેશ કરતાંજ ત્યાગ કરવા યોગ્ય હોવાથી અહિં લખવામાં આવી છે.) દેહરાસરે જતાં સર્વ ૮૪ આશાતનાઓનો ત્યાગ કરવાની જરૂર છે, તે આશાતનાઓનાં નામ નીચે પ્રમાણે—

નંબર આશાતનાનું નામ.

૧ પાન સોપારી ખાવી.
૨ પાણી પીવું.
૩ ભોજન કરવું.
૪ પગરખાં પહેરી રાખવાં.
૫ મૈથુન સેવવું.
૬ પથારી કરી સૂવું.

૭ થુંકવું તથા ગળફા નાંખવા.

૮ પીશાબ કરવો.

૯ ઝાડે જવું.

૧૦ જુગાર રમવો.

૧૧ અનેક પ્રકારની ક્રીડા કરવી.

૧૨ કોલાહલ કરવો.

૧૩ કળા અભ્યાસ કરવો.

૧૪ કોગળા કરવા.

૧૫ ગાળ દેવી.

૧૬ શરીર ધોવું.

૧૭ વાળ ઉતારવા.

૧૮ નખ ઉતારવા.

૧૯ લોહી નાંખવું.

૨૦ મીઠાઈ વગેરે ખાવી.

૨૧ ચામડી ઉતારવી.

૨૨ પીત્ત કાઢવું.

૨૩ ઉલટી કરવી.

૨૪ દાંત કાઢી નાખવા.

૨૫ વિસામો લેવો.

૨૬ ભ.ચ ભેંસ બાધવી.

૨૭ દાંતનો મેલ નાખવો.

૨૮ આંખનો મેલ નાખવો.

૨૯ નખનો મેલ નાખવો.

૩૦ ગાલનો મેલ નાખવો.

૩૧ નાકનો મેલ નાખવો.

૩૨ માથાનો મેલ નાખવો.

૩૩ કાનનો મેલ નાખવો.

૩૪ ચામડીનો મેલ નાખવો.

૩૫ મંત્રાદિ પ્રયોગ કરવા.

૩૬ વિવાદ માટે એકઠા થવું.

૩૭ કાગળ લખવા.

૩૮ થાપણ મૂકવી.

૩૯ ભાગ પાડવા–વહેંચવા.
૪૦ પગ ઉપર પગ ચડાવી બેસવું.
૪૧ છાણું થાપવાં.
૪૨ કપડાં સૂકવવાં.
૪૩ ધાન્ય સૂકવવું.
૪૪ પાપડ સૂકવવા
૪૫ વડીઓ કરવી.
૪૬ સંતાઈ જવું.
૪૭ રોવું.
૪૮ વિકથા ( રાજ દેશાદિ વાર્તા કરવી.)
૪૯ હથીયાર ઘડાવવાં.
૫૦ તિર્યંચ (જનાવર) રાખવાં.
૫૧ તાપણી કરવી.
૫૨ રસોઈ કરવી.
૫૩ સોનાદિ ધાતુની પરિક્ષા કરવી.
૫૪ નિસિહિ ન કહેવી.

૫૫ છત્ર ધારણુ કરવું.

૫૬ હથીયાર રાખવાં.

૫૭ ચામર વીંઝાવવાં.

૫૮ મન એકાગ્ર ન કરવું.

૫૯ મર્દન કરવું ( ચોળવું, મસળવું )

૬૦ સચિત્તનો ત્યાગ ન કરવો.

૬૧. અચિત્તનો ત્યાગ કરવો.

૬૨ હાથ ન જોડવા.

૬૩ એકસાડી ઉત્તરાસંગ ન કરવું.

૬૪ મુકુટ પહેરી રાખવો.

૬૫ તોરા રાખવા.

૬૬ પાઘડીનો અવિવેક રાખવો.

૬૭ શરત ( હોડ ) રમવી.

૬૮ ગેડીદડ રમવું.

૬૯ જુહાર કરવા.

૭૦ ભાંડ ચેષ્ટા કરવી.

૭૧ તીરસ્કાર કરવો.

૭૨ લાંઘવા બેસવું.

૭૩ લડાઈ કરવી.

૭૪ વાળનો વિસ્તાર કરવો.

૭૫ પગ બાંધી બેસવું.

૭૬ ચાખડીયો પહેરવી.

૭૭ પગ લાંબા કરવા.

૭૮ સીસોટી વગાડવી,

૭૯ કાદવ કરવો.

૮૦ અંગની ધુળ ઉડાડવી.

૮૧ છાની વાત પ્રકાશવી.

૮૨ વેપાર કરવો.

૮૩ વૈદું કરવું.

૮૪ ન્હાવું.

ઉપરની ૮૪ આશાતનાઓ દેહરાસરમાં પ્રવેશ કરતાંજ ત્યાગ કરવા યોગ્ય છે. માટે

તે ૮૪ આશાતનાઓનો ત્યાગ કરવો, છતાં જો એ સર્વ આશાતનાઓનો ત્યાગ કરવાનું ન બની શકે તો જઘન્યથી ( કમીમાં કમી ) પ્રથમની ૧૦ મહા આશાતનાઓનો ત્યાગ તો જરૂર કરવો જોઇએ.

૨૭—પહેલી निसिहि त्रिकनी વિગત આ પ્રમાણે—

૧ પોતાના ઘરનાં કાર્ય, ૨ દેહરાસરનાં કાર્ય, અને ૩ જીનેશ્વરની દ્રવ્ય પૂજાનું કાર્ય, એ ત્રણે કાર્યનો ત્યાગ કરવારૂપ ત્રણ નિસિહિ કયે કયે સ્થાને કહેવી તે દર્શાવાય છે.

૧ પ્રથમ નિસહિ તે પોતાના ઘર હાટ પરિવાર સંબંધિ, તથા અશુભ કર્મ બંધ થાય તેવો, અથવા અસભ્ય બોલવા વિચારવા સંબંધિ જે સાવદ્ય

(.સદોષ ] વ્યાપાર તેને ત્યાગ કરવા માટે શ્રીજીનમંદિરના અગ્રદ્વારે (મુખ્ય દરવાજે) પ્રવેશ કરતાંજ કહેવી. પણ અહિંઆં જીનેશ્વરના મંદિરને પ્રમાર્જવા સમારવા સંબંધિ તથા પૂજા સંબંધિ સર્વ વ્યાપારમાં પ્રવૃત્તિ કરે તે બાબતની છૂટ છે. અને તેથી દેહરાસરના રંગમંડપ વગેરેમાં જાળીયો, બારીયો, અથવા જમીન વગેરે ભાગો કાળજીપૂર્વક જોવા તપાસવા, અને જાળાં કચરો, વગેરે હોય તે સાફ કરવો. તેમજ કાંઈ ભાગ્યું તૂટયું હોય અથવા બગડયું હોય તે દુરસ્ત કરાવવા ગોઠવણ કરવી. તે સિવાય પણ બીજી કોઈ જાતની અવ્યવસ્થા કે આશાતના થતી જોવામાં આવે તે પણ દૂર કરવી.

પોતાનાથી બની શકે તેમ ન હોય તો પૂજારી વગેરે માણસોદ્વારા સુધરાવવું, અને હવે પછી તેવી રીતે ન બને તે માટે કાળજી રાખવા પૂજારીને સૂચના આપવી. તથા દેહરાસરના કાર્યવાહકોના ધ્યાનપર લાવવું.

૨ બીજી નિસિહિ તે પૂર્વોક્ત જીનમંદિર સંબંધિ સર્વ દેખરેખનો વ્યાપાર ત્યાગ કરવારૂપ દેહરાસરના મુખ્ય ગભારામાં પેસતાં કહેવી. ત્યાં દેહરાસર સંબંધિ આશાતનાદિક ચિંતાનો ત્યાગ કરી દ્રવ્યપૂજાનો પ્રારંભ કરે.

૩ ત્રીજી નિસિહિ દ્રવ્યપૂજા સંબંધિ વ્યાપારનો ત્યાગ કરવારૂપ ચૈત્યવંદન કરવાના અવસરે કહેવી. ત્યાં દ્રવ્યપૂજાના વ્યાપારનો ત્યાગ કરી ફક્ત ચૈત્યવંદન

સ્તવનાદિ ભાવપૂજામાં એકાગ્ર ચીત્ત-
વાળા થવું.

અથવા ૩ નિસિહિ બીજી રીતે પણ
કહેવાય છે તે આ પ્રમાણે—

૧ મન, વચન, કાયાએ કરી ઘર સંબંધી
વ્યાપારનો ત્યાગ કરવારૂપ ત્રણ નિસિહિ
દેહરાસરના અગ્રદ્વારે કહેવી.

૨ મન, વચન, કાયાએ કરી દેહરાસર
સંબંધિ વ્યાપારનો ત્યાગ કરવારૂપ ત્રણ
નિસિહિ ગભારામાં પ્રવેશ કરતાં કહેવી.

૩ મન, વચન, કાયાએ દ્રવ્યપૂજા વ્યાપારનો
ત્યાગ કરવારૂપ ત્રણ નિસિહિ ચૈત્યવંદન
કરતાં કહેવી. ( ચૈત્યવંદન કરતાં સાથી-
ઓ કરવામાં કે બીજી વાતમાં ધ્યાન
નહિ રાખતાં માત્ર પ્રભુની મુખમુદ્રા
સામેજ એક લક્ષ્ય પરોવી રાખવું. )

એ પ્રમાણે દરેક વખતે ત્રણ ત્રણ નિસિહિ કહેવી, અથવા દરેક વખતે એક એક નિસિહિ કહેવી. પરંતુ ઘર સંબંધિ—દેહરાસર સંબંધિ—અને દ્રવ્યપૂજા સંબંધિ વ્યાપારનો ત્યાગ કરીએ છીએ એમ સમજી દેહરાસરમાં પેસતાંજ ત્રણે નિસિહિ કહી દેવી નહિ. એ પ્રમાણે પ્રથમ નિસિહિ ત્રિક કહ્યું.

૨૮—બીજું ત્રિક ૮૪ લાખ જીવયોનીમાં ફરવારૂપ સંસારનું ભ્રમણ ટાળવાને માટે જ્ઞાન દર્શન ચારિત્રની આરાધનારૂપ ૩ પ્રદક્ષિણા ભગવાનની જમણી બાજૂથી દેવી. કોઇ જગ્યાએ ફરતી ( ભમતી ) ની જોગવાઈ ન હોય તો દેહરાસરના મધ્યભાગે ત્રણ બાજોઠ ઉપર ગોઠવેલા સિંહાસનમાં પ્રભુની પ્રતિમા પધરાવી તેને ફરતી ૩ પ્ર-

દક્ષિણા દેવી. (પ્રતિમાજી) ને ગભારાથી બહાર પધરાવવાને લેતી વખતે ૩ નવકાર ગણી બે હાથે થાળી આદિકમાં લઈ સિંહાસનમાં પધરાવવાં, ત્યાં પધરાવતી વખતે પણ ત્રણ નવકાર ગણવા. અને ફરી અંદર (ગભારામાં) પધરાવતી વખતે પણ ૩ નવકાર ગણવા. અને ત્યાર પછી નીચે પ્રમાણે બે દુહા બોલી ભગવંતને કેસરવાળા ચોખાથી અથવા પુષ્પથી વધાવવા. શ્રી ભગવંતને ગભારામાં પધરાવ્યા બાદ વધાવવાને માટે બોલવાના દુહા આ પ્રમાણે—

( દૂહા )

એમ સાંભળીજી, સુરવર કોડી આવી મલે
જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે....૧
સોહમપતીજી, બહુ પરિવારે આવીયા
માય જીનનેજી, વાંદી પ્રભુને વધાવીયા....૨

૨૯—ત્રીજું ત્રિક તે શ્રી જીનેશ્વર ભગવંતની પ્રતિમાને ત્રણવાર પ્રણામ કરવો, અથવા ત્રણ પ્રકારે પ્રણામ કરવો તે આ પ્રમાણે—

૧ શ્રી જીનેશ્વરની પ્રતિમાને દેખી તુર્તજ બેહાથ જોડી લલાટે ( કપાળે ) લગાડી પ્રણામ કરવો તે અંજલિબદ્ધ પ્રણામ કહેવાય.

૨ કેડથી ઉપરના ભાગનું અંગ નમાવી બે હાથ જોડી પ્રણામ કરવો, અથવા પ્રતિમાજી ઘણે ઉંચે સ્થાનપર બીરાજેલ હોય તો મસ્તક નમાવવું, અથવા મસ્તક અને હાથવડે ભૂમિને અથવા પગને સ્પર્શીને નમવું તે અર્દ્ધાવનત પ્રણામ કહેવાય.

૩ બે ઢીંચણ, બે હાથ અને મસ્તક એ પાંચ

અંગ નમાવી ખમાસમણુ દેવું તે પંચાંગ પ્રણામ કહેવાય.

એ પ્રમાણે ૩ પ્રણામ જાણવા, અથવા દરેક પ્રણામ કરતી વખતે હાથ જોડી માથું નમાવી ૩ વાર નમન કરવું તે પ્રણામત્રિક કહેવાય. એમાં પહેલા પ્રકારનો પ્રણામ પ્રદક્ષિણા દેતા પહેલાં ભગવંત દૃષ્ટિગોચર થયે તુર્ત જ કરવો. બીજા પ્રકારનો પ્રણામ ભગવંતની સન્મુખ ( ગભારાથી પાસે અથવા કંઈક દૂર ) ઉભા રહી કરવો. અને પ્રદક્ષિણા દેતાં દરેક પ્રદક્ષિણા પૂર્ણ થયે ભગવંતની સન્મુખ આવીએ તે વખતે પણ અર્ધાવનત ( પ્રણામ કરી કરીને પ્રદક્ષિણા એ દેવી જોઇએ ) કરવો. અને ત્રીજા પ્રકારનો પ્રણામ ચૈત્યવંદનના પ્રારંભમાં કરવો જોઇએ, અને જે બાઇઓથી ચૈત્યવંદન કર-

વાનું ન બની શકે તે ભાઇઓએ પણ ૩ પંચાંગ પ્રણામ કરીનેજ ભગવંત પાસેથી પીઠ બતાવ્યા વિના બહાર આવવું. ત્યાંપણ છેલ્લી વખતે પ્હેલા વા બીજા પ્રકારનો પ્રણામ કરવો જોઇએ.

પહેલા તથા બીજા પ્રકારનો પ્રણામ કરતી વખતે નીચે પ્રમાણે ભાવના ભાવવી જોઇએ: તે આ પ્રમાણે—

## ભાવના.

પંચજ્ઞાનના ધારણ કરનાર–પંચમગતિ સાધનાર, સંસારી પ્રાણીયોને પ્રીતિપૂર્વક પંચમગતિનો માર્ગ બતાવનાર, હે ભગવાન ! તમે જયવંતા વર્તો.

હે ત્રણ જગતના પતિ તીર્થંકર ! આ ભરતક્ષેત્રની ભૂમિને ધન્ય છે કે આપ જંગમ તીર્થરૂપ તીર્થંકર ઉત્પન્ન થયા છો.

હે નાથ! જેમ કમળ કાદવમાં ઉત્પન્ન થાય છે તોપણ કાદવમાં લેપાતું નથી, તેમ આપ સંસારમાં અવતર્યા છતાંપણ સંસારમાં લેપાયા નથી.

હે વિભુ ! આપ કર્મ છોડવામાં સમર્થ છો. નિર્ગ્રંથ છતાં મહા ઋદ્ધિવાળા છો, અને તેજસ્વી છતાં સૌમ્ય છો.

હે ત્રણ લોકના નાથ! હું આપની પાસે એ માગું છું કે—મારૂં મન તમારામાં વ્યાપ્ત હો. કોતરાયેલું હો, અને હમેશાં જડાયેલું હો, અને તેમજ રહ્યા કરજો.

ઉપર પ્રમાણે પાંચ ભાવનાઓમાંની કોઈ પણ ૩ ભાવના ભાવવી. ( ઉપર લખેલી ભાવનાજ ભાવવી જોઇએ એવો અહિં આગ્રહ નથી, પરંતુ પોતાની જીનેશ્વર પ્રત્યેની ભક્તિ જાગ્રત થાય તેવી પોતાની બુદ્ધિવડે

પણ પ્રભુના નિર્દોષ ગુણગ્રામવાળી કોઈપણ ભાવના ભાવવી જોઇએ. )

૩૦—પ્રભુનાં દર્શન અથવા પૂજા કરતાં પ્રભુની શાન્ત અને સ્વસ્થ મુદ્રા જોઈ પ્રમુદિત ( હર્ષવાળા ) થવું. અને એવી ભાવના ભાવવી કે હે પ્રભુ ? આપના જેવી વીતરાગ દશા અને શાન્તદશા મને કયારે પ્રાપ્ત થશે ?.

૩૧—કેસર ઘસવાના ઓરસીયા, સુખડ, પાણી લેવાનાં વાસણ, તથા રકાબીઓ, પૂજાનાં વાસણ, વગેરે પુંજી પ્રમાર્જી ધોઈ સાફ કરીનેજ વાપરવાં જોઇએ. છતાં કેટલીક વખત પુંજ્યા પ્રમાર્જ્યા સાફ કર્યા વિના વપરાવ છે તે સંબંધિ ધ્યાન આપવાની જરૂર છે.

૩૨—જલ પૂજા માટે એક વાસણમાં

શુદ્ધ અંગલૂહણાથી અથવા તે માટે જૂદા રાખેલા કપડાથી ( ૧ ) ગાયનું દૂધ ગાળી તેમાં થોડી ( ૨ ) સાકર ( ૩ ) દહિં ( ૪ ) ઘી અને ( ૫ ) શુદ્ધ જળ મેળવી પંચામૃત તૈયાર કરવું.

૩૩—દૂધ ગળેલું કપડું ઘણી વખતે ધોવામાં આવતુ નથી, અને અણઉપયોગથી જેમ તેમ રાખી મૂકવામાં આવે છે, તેથી તે કપડાપર કીડીયો વીગેરે ચઢે છે, માટે તે દૂધ ગળેલા કપડાને તુર્તજ ધોઈ નાખવાનો ખ્યાલ રાખવો જોઇએ.

૩૪—બની શકે તો કસ્તૂરી-બરાસ વગેરે ઘસીને એક વાડકીમાં લેવું. અને ચંદન, કેસર વગેરે બીજી વાડકીમાં લેવું. અથવા સર્વ સાથે ઘસી એક વાડકીમાં લેવું. અને છેવટે થોડું કેસર પોતાને તિલક ક-

રવા માટે જુદી વાડકીમાં કાઢી લેવું. પણ તે તિલકનું કેસર પૂજાના કેસર કરતાં ઓછું લાલ અથવા સરખું લાલ લેવું, પરંતુ પૂજાના કેસરથી અધિક લાલ લેવું નહિ. કારણ કે શ્રી જીનેશ્વર ભગવાનની પૂજા માટે ઓછું લાલ કેસર વાપરવું, અને પોતાના તિલક માટે વધારે લાલ કેસર વાપરી ભગવાનની પૂજા કરતાં પોતાના તિલકની અધિક શોભા કરવી તે પ્રગટ અવિનય દેખાય છે.

૩૫—આરીસામાં જોઇને તિલક કરવું હોય તો ભગવાનની દૃષ્ટી ન પડે તેવી જગ્યાએ રહીને પોતાના લલાટાદિ સ્થાને તિલક કરવું. આ બાબતનો ખ્યાલ રાખવો જોઇએ. અને આરીસામાં જોયા વિના તિલક કરવું હોય તો ભગવાનની સન્મુખ ઉભા રહીને

( હે ભગવંત ! આપની ત્રિલોકતિલકરૂપ આજ્ઞા મારા શીરપર ચઢાવુંછું એવો અર્થ ધારીને ) તિલક કરવું. પૂજા કરનાર પુરૂષે કપાલ, કંઠે, હૃદયે, અને નાભિસ્થાને એ પ્રમાણે ૪ તિલક કરવાં એવો વ્યવહાર સમજાય છે. ને સ્ત્રી વર્ગને માત્ર મસ્તકે તિલક કરવાનો વ્યવહાર ઠીક સમજાય છે. પછી બહુશ્રુત કહે તે સત્ય.

૩૬—મુખ્યત્વે શ્રી જીનેશ્વરની પૂજા ચંદનથી કરવાની છે. પરંતુ તે ચંદનમાં સુગંધિ ઉત્તમ દ્રવ્યોના મિશ્રણમાટે કસ્તૂરી કેશર—બરાસ ઈત્યાદિ વસ્તુઓ ભેળવાય છે. પરંતુ હાલમાં તો કેસરની પૂજા મુખ્ય થઈ છે અને ચંદન—કસ્તૂરી, બરાસ ઈત્યાદિ સુગંધિ પદાર્થો ગૌણપણે વપરાય છે. પરંતુ કેસરનો ભાગ અધિક થવાથી કેસરની અ-

તિશય ગરમીને લઇને પ્રભુની પ્રતિમામાં ડાઘા પડી જાય છે. અને ઘણે દીવસે ખાડા પણ પડી જાય છે. અને તેથી ઘણે કાળે પ્રતીમાજીનાં અગોપાંગને નુકશાન થવાથી અંગોપાંગ ખંડિત થઈ જવાનો પણ અવસર આવે છે. માટે ભક્તિવાળા જૈનભાઇઓએ શ્રી જીનેશ્વરની પ્રતિમાને નુકશાન નહિ થવાના કારણથી ઘણા લાલ કેસરથી પૂજા ન કરતાં અલ્પ કેસરવાળા ચંદનથી પૂજા કરવી જોઇએ. લાલ કેસરની પૂજા જોકે ભક્તિની અધિકતા દર્શાવે છે, પરન્તુ તે કરતાં પ્રતિમાજીના અંગખંડનનો મોટો દોષ ગણવો વિશેષ જરૂરનો છે. માટે તદ્દન લાલ કેસરથી પૂજા કરવી અઘટિત સમજાય છે.

તથા જે સ્થાને ઘણા લાલ કેસરની પૂજા ભગવંતના આખા શરીરે ( ૯ અંગથી પણ

અધિક સ્થાને ) થતી હોય ને તે નિવારણ કરવું અશક્ય સમજાય, તો તેવે સ્થાને દેહરાસરના કાર્યવાહકોએ ભગવંતના શરીર પર હરરોજ આખી આંગી ( ચાંદીનું સંપૂર્ણ ખોળીયું ) પહેરાવી રાખવી જોઇએ. અને જે સ્થાને તેવા પ્રકારની લાલ કેસરની પૂજા આખે અંગે ન થતી હોય ને માત્ર નવ અંગેજ પીળા કેસરથી પૂજા થતી હોય તો 'તેવે સ્થાને ચાંદીનું ખોળીયું પહેરાવી રાખવાની જરૂર નથી—પુનઃખ્યાલમાં રાખવું જોઇએ કે જો આખું ચાંદીનું ખોળીયું પહેરાવી રાખવું પડે તો તે ખોળીયું ભગવંતના શરીર સાથે બરાબર બંધબેસતું કરાવવું જોઇએ, નહિતર ઘણે ઠેકાણે ચાંદીનાં ખોળીયાં બંધબેસતાં નહિ હોવાથી અને ઉભડક દેખાવાથી પ્રતિમાજીનો આકાર

વિરૂપ લાગવાથી ઉત્કૃષ્ટ ભાવના પ્રગટ થવામાં મોટો અંતરાય પડે છે.

૩૭—શ્રી જીનેશ્વર ભગવંતની પૂજાનાં પુષ્પો લાવવાને માટે બનતા સુધી પોતેજ બગીચામાં જવું જોઇએ. અને ત્યાં જઈ ઉત્તમ જાતનાં અખંડ ઉત્તમ દેખાવવાળાં સુગંધીદાર પુષ્પો કે જે ડાળી ઉપર બરોબર પાકી ગયાં હોય તેની નીચે એક શુદ્ધ ક· પડું રાખી ડાળીને હલાવતાં જે ફુલો કપ-ડામાં પડે તે પુષ્પો લાવવાં વિશેષ યોગ્ય છે. અને જો તેવી રીતે ખરી પડે નહિ તો પકવ પુષ્પોને જયણાપૂર્વક વીણવાં. અને તે પુષ્પો લેતી વખતે એવી ભાવના ભાવવી કે—આ પુષ્પો પાકી ગયાં છે તો બીજા લોકો તેને શોખથી વાપરતાં અથવા તેના રસાદિક કાઢતાં તે જીવોનો વ્યર્થ વિનાશ કરશે અને

સહેજે ખરી પડતાં ભૂમિપર રહેશે તો તાપ વગેરેથી કરમાઈ કષ્ટ પામીને નિરૂપયોગપણે જીંદગીનો વિનાશ થશે, તો એ પુષ્પો શ્રી જીનેશ્વરના અંગે ચઢે તો તેવા પ્રકારના કષ્ટ વિના સુખ સમાધિ પૂર્વક જીંદગી પૂર્ણ કરશે, અને મારી પ્રભુ પ્રત્યેની ભક્તિ પણ સચવાશે, અને કેટલાએક પુષ્પના જીવો શ્રી ભગવંતના અંગનો પ્રભાવિક સ્પર્શ થવાથી મંદ સંજ્ઞાવાળા થઈ (મંદ કષાયાદિવાળા થઈ) લઘુકર્મી પણ થઈ શકશે. અને શાતા પામશે એવા પ્રકારની અનુકંપાપૂર્વક તે જીવોને કોઇપણ પ્રકારે કિલામણાં ન થાય તેમ યતના પૂર્વક પુષ્પો બગીચામાંથી જાતે જઇ લાવવાં જોઇએ.

આ પ્રમાણે પુષ્પો જાતે લાવવાં ન બની

શકે અને બીજા પાસે મંગાવવાં પડે તોપણ ઉપર કહ્યાં તેવી રીતનાં અખંડ અને ઉત્તમ સુગંધીવાળાં મંગાવવાં. પુનઃ પુષ્પની રકાબી વાં કરંડીયો વગેરે પાત્ર નાભીથી નીચે રાખીને લાવે નહિં, ઈત્યાદિ યોગ્ય વિધિ માર્ગ સમજાવીને બીજા પાસે મંગાવવાં જોઇએ. ઘણું કરીને નીચે લખેલી જાતનાં પુષ્પો શ્રી જીનેંદ્રની પૂજા માટે યોગ્ય ગણાય છે.

જાઇ—જુઇ—ગુલાબ—કેતકી ( કેવડો )—ડમરો—ચંપો—મોગરો—જાસુદ—બોલસિરિ ઈત્યાદિ.

જે દેખાવમાં સુંદર હોય પરન્તુ સુગન્ધ વિનાનાં હોય તો તેવાં પુષ્પો જીનપૂજામાં યોગ્ય ગણાતાં નથી.

સફેદ ઝીણાં અથવા બીજાં પુષ્પોને પાણીવડે ધોવાથી કરમાઈ જઇ ખરાબ દેખા-

વવાળાં થતાં હોય તો તેવાં પુષ્પોને પાણીથી ધોયા વિનાજ માત્ર ધૂપથી વાસીત કરીને પ્રભુને અંગે ચડાવવાં.

તથા કાચી કળીઓ તોડવી તે યોગ્ય વિધિ સમજાતી નથી.

૩૮—થાળમાં ઘણાં ભરેલાં પુષ્પો ચડાવતાં તેઓને સાફ કરવામાં ઘણી વખતે જોઇએ તેવો ઉપયોગ નહિ રહેવાથી ઘણી વખતે તે પુષ્પોના જીવોની તથા તેમાં રહેલા બીજા ત્રસ જીવોની પણ હાની થવાનો સંભવ છે, તેથી લાભને બદલે નુકશાન થાય છે. માટે બરોબર સંભાળપૂર્વક તે પુષ્પોને સાફ કરવાં. અને પોતાથી જેટલાં સારી રીતે સાફ થઈ શકે તેટલાં જ પુષ્પો ચડાવવાં. કારણ કે ઘણાં પુષ્પો ચડાવવાથી જ ઘણું પુણ્ય ઉપાર્જન થાય છે,

અને થોડાં પુષ્પો ચડાવવાથી થોડું પુણ્ય થાય છે એવો એકાંત નિયમ નથી, પરંતુ સારાં શુદ્ધ ઉત્તમ પુષ્પો ઘણા ભાવપૂર્વક થોડાં ચડાવ્યાં હોય તોપણ કુમારપાળ રાજાના ( પૂર્વ ભવના ) જીવની પેઠે ઘણું પુણ્ય ઉપાર્જન થાય છે. માટે જેમ બને તેમ વિધિ અને ભાવ પૂર્વક શુદ્ધ પુષ્પો ચડાંવવાનુંજ લક્ષ્ય રાખવું જોઇએ.

૩૯—પ્રથંમ દરેક ફુલને ચોક્કસ રીતે જોવું જોઇએ, અને જોયા બાદ કોરી જગ્યાએ (જળ અગ્નિ વિનાની શુષ્ક જગાએ) ખંખેરી નાંખવું કે જેથી કોઈ જીવજંતુ ચઢયો હોય તો ઉતરી જાય. તેમ છતાં જો જીવાત રહેલી માલૂમ પડે તેવાં, અને જે ફુલોનાં પાછલાં ડીટાં અથવા લીલીપત્રીઓ અથવા કોઈ પાંખડી સડેલી હોય અથવા

જીવજંતુએ કરડેલી હોય તેવાં ફુલો મુ-
ખ્યત્વે વાપરવાં નહિ, અને તેને દૂર કરી
નાખવાં, છતાં કદાચ ફુલ ઓછાં હોવાથી
તેવાં ચઢાવવાની જરૂર પડે તોપણ જીવ-
જંતુવાળાં ફુલો તો ચડાવવાં નહિં. અને
બીજાંમાં જે ભાગ બગડેલો હોય તે સંભા-
ળપૂર્વક એવી રીતે ગોઠવવો કે જેથી દ-
ર્શન કરનારને તે બગડેલો કે ખંડિત ભાગ
પ્રગટ રીતે દેખાય નહિં. એ પ્રમાણે જોઈ
સાફ કરી પછી તે ફુલને ધૂલી આદિક
ચોટેલી હોવાથી જો ધોવાની જરૂર જણાય
તો જરૂર પડતા પાણીથી ધોઈ એક અંગ
લૂહણાથી ( કપડાથી ) કોરાં કરી, રકાબીમાં
લેવાં, અને નકામાં થયેલ ફુલ ડીટાં વગેરે
રહેલાં હોય તે પણ કોઈના પગ નીચે દબાય
નહિં તેવા સ્થાનકે તેને મૂકી દેવાં, પણ

પાણીમાં અથવા લોકોના પગમાં આવે તેમ નાખવાં નહિ. તેમજ ઉપર જણાવ્યા પ્રમાણે અથવા તેથી પણ સારી રીતે તે જોયા તપાસ્યા વિના એકદમ ફુલોને પાણીથી ધોવાં નહિ. તેમ કરવાથી તેમાંના જીવોને કિલામણા ( પીડા ) થાય છે. આ માટે ખાસ લક્ષ્ય રાખવાની ભલામણ કરવામાં આવે છે.

૪૦—શાસ્ત્રમાં પૂજા દીપક વગેરે દરેક કાર્ય કરતાં જીવરક્ષા થાય તેવી રીતે યતનાપૂર્વક વર્તવાનું ફરમાન છે. છતાં કેટલાક ભાઇયો સોયથી પરોવેલા હાર ચડાવે છે, તેમજ પુષ્પોને કાતરથી કાપે છે, અથવા લાકડાની સળીઓમાં નાખે છે તથા પુષ્પોની પાંખડીઓ છુટી કરીને તથા પત્રો છુટાં પાડીને ચડાવે છે. વગેરે ફુલના જીવોની રક્ષા કર-

વાને બદલે હીંસા કરે છે, અને એ રીવાજ એટલો બધો વધી ગયો છે કે જેની હદ નથી. તેમજ તેવી રીતે કરનારને કોઈ સૂચના આપે છે તો ઉલટા લડી પડે છે. માટે તે પ્રમાણે નહિ કરતાં હાર ચડાવવાની ઇચ્છા હોયતો હાથે ગુંથેલા તેમજ બીજી કોઈ રીતે ફુલના જીવોને કિલામણા ન થાય તેવી રીતે ઉપયોગપૂર્વક ગુંથેલા હાર ચડાવવા ખાસ ભલામણ કરવામાં આવે છે. આશા છે કે સજ્જન પુરૂષો તે અમલમાં લાવશે.

૪૧—કેસર, પુલ, અત્તર, બરાસ, વરખ વગેરે વસ્તુઓ જમીન ઉપર પડી ગઈ હોય તો તે ભગવાનને ચડાવવી કલ્પે નહિ.

૪૨—ધૂપ, દીપક, અક્ષત ( ચોખા ) નૈવેદ્ય તથા ફળ વગેરે દ્રવ્યો પ્રથમથીજ

તૈયાર કરી રાખવાં, અને જે જે વખતે જે જે પૂજા કરવાની હોય તે વખતે તેનો ઉપયોગ કરવો.

૪૩—જે ફૂળો ધોવાથી બગડતાં ન હોય તેવાં ફૂળોનો બનતા સુધી ધોઇનેજ ઉપયોગ કરવો, ( અથવા તો સર્વ ફૂળોનો પુંજી પ્રમાર્જીને ઉપયોગ કરવો. )

૪૪—પોતાના શરીરના અનેક દ્વારોથી દુર્ગંધ નિરંતર વહ્યા કરે છે. છતાં મુખ અને નાકના માર્ગે શ્વાસોચ્છવાસદ્વારા દુર્ગંધ વહેતી સ્પષ્ટ રીતે માલુમ પડે છે. અને તેથીકરીને ઉઘાડા મુખે અને ખુલ્લે નાકે ભગવંતની પાસે ઉભા રહેતાં અવિનય આશાતના થાય છે. માટે મુખ્ય ગભારામાં પ્રવેશ કરતાં એક સાડી ( અખંડ=ઃસીવ્યા સહિત ) ઉત્તરાસણના ( ખેસના ) એક છેડાની લગભગ

૪ આંગળ પહોળી એવી આઠ ઘડીયો પાડીને અર્થાત્ આઠપડ કરીને મુખકોશ બાંધવો. અને તે સિવાય પણ જ્યારે જ્યારે મંદિરમાં બીજી ક્રીયા કરતા હોઇએ ત્યારે પણ તદન ઉઘાડું મુખ નહિ રાખતાં ઉત્તરાસણના એક છેડાથી જયણા રાખી દરેક કાર્ય કરવું.

૪૫—દ્રવ્યપૂજાની સામગ્રી લઈ મુખ્ય ગભારામાં પ્રવેશ કરતાં બીજી નિસિહિ કહીએ છીએ તે વખતથીજ દેહરાસરની દેખરેખ સંબંધિ કાર્યનો ત્યાગ કરી ફક્ત ભગવંતની દ્રવ્ય પૂજામાંજ પ્રવર્તવું. ગભારામાં પ્રવેશ કરતા પહેલાં નીચે પ્રમાણે ભાવના ભાવવી.

ભાવના.

ધન્ય ધન્ય દીવસ ને, ધન્ય ઘડી છે આજે

ભેટ્યા શ્રી જીનવર, ભવજલ તરવા કાજે....૧
મેં આજ દીવસ લગી, ઓર દેવકું ધ્યાયા
ભાગ્યોદયથી તુમ, રત્નચિંતામણિ પાયા....૨
આ અવસરમાં તુજ, શુદ્ધ ધ્યાન નહિ ધ્યાઉં
તો હીણભાગી ને, મુરખમાં હું ગણાઉં....૩
ભવસાયર તરવા, પૂજું અષ્ટ પ્રકારે
મણિલાલ કહે મુજ, થાય સફળ અવતારે....૪

આ ભાવના ભાવતાં આપણે જે ભગવાન આગળ ઉભા હોઇએ તેમનું નામ બોલવું હોય તોપણ "જીનવર" એ શબ્દને બદલે ભગવાનનું નામ બોલી શકાય (અને નામ ન બોલવું હોય તોપણ જીનવર શબ્દ સર્વ ભગવંતને સામાન્ય હોવાથી ચાલી શકે.)

૪૬—પ્રથમ તો ભગવાનના અંગ ઉપરથી આભૂષણો, તથા પ્રથમ દીવસનાં ચડાવેલાં પુષ્પાદિક ઉતારી મોરપીછીથી ભગવંતના

શરીરને પ્રમાર્જન કરવું કે જેથી કોઈ જીવ જંતુ ચઢયો હોય તો ઉતરી જાય. પછી ગભારાના અંદરની જાળીયો, બારીયો, આળીયાં ભીંત, મંડપ, અને પવાસણ તથા જમીન આદી જગ્યાઓએ જાળાં ધુળ, કરોળીયાનાં પડ ( બાઉઆ ), કાજો વગેરે હોય ત જીવરક્ષા થાય તેવી રીતે સંભાળપૂર્વક પુજણી આદિકથી એક વાસણમાં લઈ યોગ્ય સ્થાને પરઠવવો. ( પ્રક્ષેપવો-નાખવો. ) પણ તેમ કરતાં જીવની વિરાધના ન થાય તે ખાસ કાળજી રાખવાની છે.

૪૭—ઘણુાખરા દેહરાસરોમાં ભગવાન ઉપરથી ઉતારેલાં પુષ્પો દેહરાસરના અમુક ખુણા આદિ ભાગમાં લાંબા વખત સુધી રાખવામાં આવે છે. તેથી તેમાં પણ કેટ-

લીક વખતે જીવોની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે. માટે તે પુષ્પો હંમેશાં જંગલમાં છાયા નીચે છુટાં નંખાવવાની ગોઠવણુ કરવી. અને તેમ ન બને તો દેહરાસરની નજીકમાં કોઈ છૂટી બહોળી જગ્યામાં છુટાં નંખાવવા ગોઠવણુ કરવી·

૪૮—કેટલાએક લોકો ભગવાનનાં આભૂષણોને જેમ તેમ રખડતાં મૂકે છે, વળી તે આભૂષણોને પોતાના પગ પણુ લાગેછે. પરંતુ તેથી આશાતના થાય છે તેમજ ભાગી તૂટી જાયછે. માટે પૂજા થાય ત્યાં સુધી તે આભુષણો પેટીમાં અથવા થાળ આદિકમાં રાખી મૂકવાં, અથવા કોઈ ઉંચી જગ્યાએ મૂકવાં કે જેથી અનાદર દોષ લાગે નહિ. તેમ ભાગે તૂટે પણુ નહિ.

૪૯—આભૂષણો ચઢાવતાં તેને જે વાસી

કેસર વગેરે લાગેલું હોય તે સાફ કરવાની ઘણી બેદરકારી જોવામાં આવે છે. માટે તેવી બેદરકારી નહિં રાખતાં આભૂષણોને સારી રીતે ધોઇ સાફ કરીનેજ ચડાવવાં. કેટલાએક ભાઇઓ આભૂષણ પહેરાવતાં ઘણા જોરથી બેસાડવા જાય છે તેથી કેટલીકવાર આભૂષણ તૂટી જાય છે. એટલુંજ નહિં પણ વખતે ભગવંતના શરીરે પણ ઘસારો. પડે છે, માટે આભૂષણો પ્રથમથીજ બંધબેસતાં કરાવવાં જોઇએ કે જેથી ભગવંતના શરીરને તેમજ આભૂષણને પણ કોઇ રીતે નુકશાન થાય નહિં.

૫૦—ભગવાન જે આસનપર બીરાજમાન હોય છે તે પવાસણપરથી અને પવાસણની નીચેની જગ્યાએથી કાજો લેવાની પુજણી આદિક તેમજ પાણી સાફ કરવાનું કપડું

એકજ રાખવામાં આવે છે, પણ તે આ્યા-
જબી નથી. કારણકે ભગવાન જેનાપર બિરા-
જમાન છે તે પવાસણુ ઉત્તમ જગ્યા છે,
અને જમીન ઉપર આપણું ફરવું હરવું થાય
છે. માટે પવાસણુ તથા નીચેની જમીન
સાફ કરવાને માટે પુજણી તથા કપડું જૂદું
અને ઓળખી શકાય તેવા પ્રકારનું રાખવું
જોઇએ. પવાસણુ ઉપરથી કાજો લેવા નાની
પુજણીઓ રાખવી જોઇએ, અને નીચેની
જમીનપરથી કાજો લેવાને માટે દક્ષિણદે-
શમાં ( ખાનદેશ જીલ્લામાં ધુલીયા તરફ )
જે નાજુક નરમ અને મુલાયમ ઘાસની
સાવરણીઓ થાય છે તે રાખવી જોઇએ.
તથા પાટ પવાસણુ આદિ ઉપર જે પાણી
સાફ કરવાનું કપડું હોય તેને પાટલૂહણા
તરીકે ઓળખવું અને તે માદરપાટ વગે-

રેનું રાખવું જોઇએ. તથા જમીનપર જે પાણી સાફ કરવાનું કપડું હોય તેને ભોંય-લૂહણા તરીકે ઓળખવું, અને તે ગજીયા વગેરે જાડા કાપડનું રાખવું જોઇએ, જેથી પાટલૂહણું અને ભોંયલૂહણું જલદી ઓળ-ખાય. અથવા બન્નેનું કાપડ એક જાતનું હોય તો નાનો મોટો આકાર રાખવાથી પણ તે બન્ને જુદાં ઓળખી શકાશે.

૫૧—કેટલાએક ભાઇઓ પોતાનાં નાનાં બાળકોને પૂજા કરાવવા માટે પવાસણની ચાલી ઉપર ચડાવે છે. તથા ચંદ્રવા પૂઠી-યાં બાંધવાને માટે પણ કેટલીકવાર પવા-સણની ચાલીપર ચડવામાં આવે છે, પણ તેથી આશાતના થાય છે. માટે મુખ્યત્વે તો પવાસણની ચાલી ઉપર કોઇએ પણ ઝાડવું બેસવું નહિં. અને કોઇ કાર્ય પ્રસંગે

ચડવું બેસવું પડે તો લાકડાની ઘોડી બાંકડા આદિકનો ઉપયોગ કરવો જોઇએ. તેમ છતાં કોઈક દેહરાસરમાં તેમ કરવાની અનુકૂળતા ન હોય તો છેવટે પવાસણની ચાલી ઉપર બાજોઠ આદિક મૂકીને ચડવું. પણ પવાસણની ચાલી ઉપર તો પગ દેવો નહિ તે ધ્યાનમાં રાખવાનું છે. કારણકે પવાસણની ચાલી ઉપર વખતોવખત છૂટી પ્રતિમાઓ પધરાવાય છે. માટે આશાતના થવાનો સંભવ છે.

પર—કેટલાંક દેહરાસરોમાં પવાસણનું પાણી જવાના ખાળો વગેરે એવા બનેલા હોય છે કે ન્હવણનું પાણી જમીન ઉપર પડી જાય છે. માટે તે પાણી જમીન ઉપર ન પડી જાય તેવી રીતે ખાળ આગળ ખાસ ગોઠવણ કરવા ધ્યાન રાખવું. નહિતર ન્હવણ જળ આપણા પગ નીચે ચંપાવાથી

( દબાવાથી ) આશાતના થાય છે. વળી ન્હવણ વખતે કેટલાએક ભાઇઓ એવી ઉતાવળ અને ધમાધમ કરે છે કે જેથી પાણી પવાસણની ચાલીથી પણ ઉપર છલકાઇ જમીનપર પડવા માંડે છે, તો પ્રભુની પૂજા વખતે તેવી રીતે ઉતાવળ કે ધમાધમ કરવી એ વિવેક ગણાય નહિં.

૫૩—ભગવાનની અંગ પૂજા કરતાં જે જે ચીજો વાપરવી પડે તે સર્વ ચીજોને તથા આપણા હાથને પણ ધૂપથી વાસીત કરી શુદ્ધ કરવા જોઇએ.

૫૪—ભગવાનની અંગપૂજા કરતાં, કેસર ઘસતાં, તથા બીજા હરેક કાર્ય પ્રસંગે પોતાના હાથ સ્હેજ પણ અશુદ્ધ થયા હોય તો ધોઇને સાફ કરવા કેટલાએક ભાઇઓ વારંવાર હાથ ધુએ છે, પણ પુનઃ તે હા-

થને પોતાના કપડે, અથવા દેહરાસરની ભીંતે જાળીએ કે કમાડે ઘસે છે. લુછે છે ને કોરા કરે છે, પણ તેથી દેહરાસરની ભીંતો વગેરે બગડે છે, ને હાથ ઉલટા અશુદ્ધ થાય છે. માંટે હાથ ધોઇને રૂમાલ આદિકથી સાફ કરવા જોઇએ. તે માટે દેહરાસરના કાર્યવાહકોને કેસર ઘસવાની જગ્યાએ, દીવો રાખવાની જગ્યાએ, તેમજ ગભારા આદિકમાં તેવે તેવે સ્થળે હાથ સાફ કરવા માટે રૂમાલ વગેરે કપડું બાંધી રાખવાની ખાસ સુચના કરવામાં આવે છે.

૫૫—ચોથું ત્રિક ભગવનની ૩ પ્રકારે પૂજા કરવા સંબંધે છે. તે આ પ્રમાણે— अंगपूजा—अग्रपूजा—ने भावपूजा એ ત્રણ પ્રકારે ભગવંતની પૂજા હોય છે. વળી ભગવંતની પૂજા ઉત્કૃષ્ટથી ( વધુમાં વધુ ) ૧૦૮

પ્રકારે થાય છે. અને મધ્યમ પૂજા ૯૯-૨૧-૧૭ ઈત્યાદિ પ્રકારે થાય છે, અને જઘન્ય પૂજા ૮ પ્રકારે થાય છે તે આઠ પ્રકારની પૂજાનાં નામ આ પ્રમાણે—

દોહરો.

જળ[૧] ચંદન[૨] કુસુમે[૩] કરી, પૂજો જીન નવ અંગ
ધૂપ[૪] દીપ[૫] અક્ષત[૬] વળી, નૈવેદ્ય[૭] ફળ[૮] નિસંગ....૧

( પ્રકાકાન્તરે ) દોહરો.

જળ[૧] ચંદન[૨] ને કુસુમ[૩] ધૂપ[૪], દીપક[૫] અક્ષત[૬] સાર
નૈવેદ્ય[૭] ફળથી[૮] કીજીએ, પૂજા અષ્ટ પ્રકાર....૨

૧ જળપૂજા-ચંદનપૂજા-અને પુષ્પપૂજા એ ત્રણ પ્રકારે अंगपूजा કહેવાય છે. ધૂપ-દીપક-અક્ષત-નૈવેદ્ય-અને ફળપૂજા એ પાંચ પ્રકારે अग्रपूजा કહેવાય છે. અને ભગવાનની સ્તુતિ, સ્તવન, ગુણ ગ્રામ,

નાટક ઈત્યાદિ સર્વ ભાવપૂજા અનેક પ્રકારે છે.

૫૬—અંગપૂજા ભગવંતના અંગે કરવાની હોય છે, અને બીજી અગ્રપૂજા તથા ત્રીજી ભાવપૂજા ભગવંતથી દૂર રહીને કરવાની છે. છતાં કેટલાએક ભાઇઓ વિના સમજથી સર્વ પૂજાઓ ભગવંતની અતિ નજીક રહીને કરે છે, તેથી પણ કેટલીએક વખત આશાતના થાય છે. માટે જે પૂજા જે વિધિથી કરવાની છે તે વિધિથી કરવાનોજ ઉપયોગ રાખવો જોઇએ.

૫૭—ભગવાનની અંગપૂજા કરતાં મુખ્ય વિધિએ શબ્દોચ્ચાર કર્યા વિના મૌન પણેજ નવ અંગના દુહા ઈત્યાદિક વિચારવાના છે. પરંતુ પ્રગટ રીતે શબ્દોચ્ચાર કરવા પૂર્વક નવ અંગના દુહાદિક બોલવા

ઠીક નહિં. છતાં તેમ ન બની શકે તો અંતે સાવદ્ય (સદોષ) સંસાર વ્યવહાર સંબંધના શબ્દોચ્ચાર તથા વિચાર તો અવશ્ય નજ કરવા જોઇએ.

૫૮—પાંચમું ત્રિક ભગવાનની ૩ અવસ્થા વિચારવા સંબંધિ છે, તે ૩ અવસ્થાનાં નામ—પિંડસ્થ અવસ્થા, પદસ્થ અવસ્થા, અને રૂપાતીત અવસ્થા. તેમાં પિંડસ્થ અવસ્થા તે ભગવંતની છદ્મસ્થ અવસ્થા છે. તે ૩ પ્રકારે છે.—૧ જન્માવસ્થા, ૨ રાજ્યાવસ્થા, ૩ શ્રમણ અવસ્થા. તથા ભગવંતને કેવળજ્ઞાન પ્રાપ્ત થયાની અવસ્થા તે પદસ્થ અવસ્થા છે. અને જે આકાર રહિત ભગવંતની સિદ્ધ અવસ્થા તે રૂપાતીત અવસ્થા છે.

ભગવાનની ઉપર જણાવેલ ત્રણ અવસ્થાઓ નીચે મુજબ ભાવવી.

૫૯—પ્રભુને ન્હવણ કરાવતાં મેરૂ પર્વત ઉપર દેવોએ કરેલા જન્મ મહોત્સવની ભાવના ભાવવી તે जन्मावस्था, તથા ચંદન પુષ્પ આભૂષણ આદિક ચડાવતાં राज्यावस्था ભાવવી, તથા ભગવાનને માથા ઉપર કેશ રહિતપણું આદિ ચિન્હ દેખી સાધુપણાની ભાવના ભાવવી તે श्रमण अवस्था, એ રીતે ત્રણ ભેદે પ્રથમ पिंडस्थ અવસ્થા ભાવવી. અષ્ટ પ્રકારી પૂજા થઈ રહ્યા પછી ભગવાનને ચામર વીંજવા વખતે કુસુમવૃષ્ટિ–દિવ્ય ધ્વનિ આદિ આઠ પ્રાતિહાર્ય યુક્ત ભગવાંનની પ્રતિમાને જોઇ केवली (पदस्थ) અવસ્થા ભાવવી, તથા ચૈત્યવંદન કરતાં ભ-

ગવાનને પલાંઠી વાળીને બેઠેલા તથા કાઉ-
સ્સગ્ગ મુદ્રાએ દેખી સિદ્ધની રૂપાતીત અ-
વસ્થા ભાવવી.

૬૦—ત્રીજું દ્વાર બે દિશિનું છે. તે ચૈત્યવંદન તથા દેવવંદન કરતાં સાચવવાનું કહેલું છે. છતાં પૂજામાં પણ તે સાચવવું ખાસ જરૂરનું સમજાય છે, તેથી અહીં જણાવવામાં આવે છે કે—પુરૂષ હોય તે મૂળનાયકજી-ની જમણી બાજુએ રહી પૂજા કરે, તથા સ્ત્રી ડાબી બાજુએ રહીને પૂજા કરે. આ દિશિ [illegible]માં દીપક પ્રભુની જમણી બાજુએ [illegible]પ ડાબી બાજુએ રાખવાનું જણા-લ છે. આ પ્રમાણે દિશા સાચવવાની છે, છતાં ઘણી વખતે દિશા ફેરફાર કરવામાં આવે છે, અથવા તદ્દન ભગવાનની સન્મુ-ખ બેસવામાં આવે છે, અને એટલી બધી

ઓઠડી કરી દેવામાં આવે છે કે જેથી બીજા-
ઓને ભગવાનનાં દર્શન કરતાં અંતરાય પડે
છે. માટે તેમ નહિ કરવા ધ્યાન રાખવું. તેમજ
ધૂપ દીપક પણ વિપરીત દિશાએ મુકવામાં
આવે છે, માટે ડાબી દિશાએ ધૂપ ને ભ-
ગવાનથી જમણી દિશાએ દીપક મુકવાનો
ખ્યાલ રાખવો. તેમ છતાં કદાચ કોઈ
મુખ્ય ગભારો સાંકડો હોય, ને બીજે ગ-
ભારે પૂજા કરવાથી ઉલ્લાસભાવ ન ઘટતો
હોય તો મુખ્ય ગભારાની પૂજાની ભાવના
પૂર્વક બીજા ગમે તે ગભારે જઈને પૂજા
કરવી. અને ઉલ્લાસભાવ ઘટે તેમ હોય તો
મુખ્ય ગભારેજ પૂજા કરવી. પરંતુ બનતા
પ્રયત્ને વિધિમાર્ગ સાચવવો.

૬૧-દરેક પૂજા કરતાં હાથને તથા પૂજાની
ચીજને ધૂપથી વાસીત કરવાની જરૂર છે.

૬૨—બની શકે તો હંમેશાં પ્રથમ સ્નાત્ર પૂજા ભણાવીને ( સ્નાત્ર પૂજાની વિધિની ચોપડીમાથી તે વિધિ જોઇ લેવો. ) પછી કોઇ પણ મહાપુરૂષકૃત અષ્ટપ્રકારી પૂજા ભણાવવી. તેમ છતાં તે પ્રમાણે ન બને તો નીચે લખ્યા પ્રમાણે અષ્ટપ્રકારી પૂજાના દુહા બોલી અષ્ટપ્રકારી પૂજા કરવી.

૬૩—अष्टप्रकारी पूजा करवानो संक्षिप्त विधि.

૧—પંચામૃતનો કળશ બન્ને હાથમાં લઇ ધૂપથી વાસીત કરીને " નમોર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્ય: " બોલી નીચેનો દુહો મનમાં બોલવો.

દુહો.

જળ પૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ,
જળ પૂજા ફળ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ.

એ પ્રમાણે દુહા બોલી રહ્યા બાદ નીચે પ્રમાણે મંત્રાક્ષરો બોલવા.

"ॐ ह्रीं श्रीं परमपुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमते जिनेंद्राय जलं यजामहे स्वाहा" એ મંત્રાક્ષર બોલી ભગવાનની જન્મ અવસ્થાની ભાવના નીચે મુજબ ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ! મેરૂ શિખર ઉપર દેવોએ આપને ન્હવણ કરાવ્યું તે વખતે હું કઈ ગતિમાં હોઇશ ? હે પ્રભુ ! આ વખતે આપને ન્હવણ કરાવી મારા આત્માને સફળ માનું છું, અને મારો અનાદિકાળનો કર્મરૂપી મેલ આપની આ ન્હવણ પૂજાથી દૂર થઈ મારો આત્મા નિર્મળ થાઓ એમ માગું છું. અને મારો એવો

અહોભાગ્ય ધન્ય દિવસ ક્યારે આવશે કે સાક્ષાત્ આપને મેરૂ શિખર ઉપર ન્હવણ કરાવવાને હું શક્તિવાન થઇશ.

ઉપરની ભાવના ભાવી " સ્નાતસ્યાની સ્તુતિ, " " મોટી શાંતિ " આદિ જેમાં ભગવાનના ન્હવણ સમયનો ભાવાર્થ હોય તે મનમાં બોલતા જવું, અને ભગવાનને કળશ ન અડકે તેવી રીતે સ્થિરતાથી કળશ કરવો. તે પ્રથમ ભગવાનના જમણા અંગુઠે કરવો, ને ત્યાર બાદ બાકીના શરીરે કરવો.

૬૪—એક અંગલુહણું શુદ્ધ જળથી પલાળી ( પોતું અથવા બીજું સારૂ કેસર લુછવાનું લુગડું ) તેનાવડે ભગવાનના અંગ ઉપરથી કેસર ઉતારવું. અને કોઈ ખાસ ઝીણા ભાગમાં કેસર રહી

ચ્યુ હોય ને બીજી રીતે નીકળતું ન હોય તો જરૂર પૂરતી વાળાકુંચી ફેરવી સાફ કરવું. મુખ્ય રીતી એવી છે, છતાં ઘણુા ભાગે આજ કાલ ઘણી જગ્યાએ પોતું અથવા કેસરલુહણું વાપરવામાં આવતુંજ નથી. ફક્ત એકલી વાળાકુંચીજ કરવામાં આવે છે. અને તેપણુ એટલા જોરથી ઘસવામાં આવે છે કે ચક્ષુ–ટીકા વિગેરે ઊખડી જાય છે, આભૂષણો તૂટી જાય છે, અને ભગવાનના અંગ ઉપર ઝીણા ઝીણા ખાડા પડી જાય છે. વળી એ પ્રમાણે ઘસારો પ્હોચવાથી ઘણે કાળે પ્રતિમાજીને પણ નુકશાન પહોંચે છે. તેમજ *કેટલીક વખતે પ્રતિમાઓ ખસી અથવા પડી જાય છે, અને ખંડિત પણુ થાય છે. તે મોટી અનર્થકારી આશાતનાનું કારણ છે. માટે વાળાકુંચી ખપ પૂરતી અને તેપણ ધીરેથી

વાપરવી. તથા પખાલ પૂજા કરતાં પ્રતિમાજી અથડાય નહિ, તેમજ પડી ન જાય, તથા કોઈ રીતનું નુકસાન ન પહોંચે, અને વિધિ સચવાય તે રીતે વર્તવા પૂરતું લક્ષ્ય આપવાની જરૂર છે.

૬૫—ઘણે ખરે ઠેકાણે પૂજારી લોકો તો પોતું કરતાજ નથી; તેનું કારણ એમ સમજાય છે કે તેઓને વખત ઘણો થઇ જવાનો ભય રહેતો હશે, પણ જેને અનુભવ છે તેને માલુમ પડશે કે પોતું કરવાથી કેસર તરત સાફ થઇ જાય છે. પછી કોઇ ખાસ જગ્યાએ કેસર રહ્યું હોય તોજ વાળાકુંચી કરવી પડે છે. તેથી વખત થોડો લાગે છે, અને વિધિ સચવાય છે. માટે પૂજારીઓને પોતું કરવાની સૂચના આપવાનું ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ.

૬૬—કેસર ઉતારી લીધા પછી ભગવાનને શુદ્ધ જળથી પખાલ કરવો. અને આગળ પાછળના તમામ ભાગો સાફ કરવા. તથા પવાસણની ઉપરનો ભાગ પણ સાફ કરવો. પછી પોતાના હાથ ધોઇ—ધૂપી ઉત્તમ નરમ અને સ્વચ્છ કપડાનાં અંગલુહણાં ભગવાનના શરીરને કરવાં. કેટલેક ઠેકાણે એવાં મલીન અને કઠણ કપડાં વપરાય છે કે જે દેખીને ખેદ થાય છે, માટે ઉત્તમ સ્વચ્છ અને મુલાયમ ( નરમ ) અંગલુહણાં વાપરવા તેઓને ભલામણ કરવામાં આવે છે.

૬૭—પહેલું અંગલુહણું કરતાં જેટલું બની શકે તેટલું પાણી સાફ કરી લેવું, પરંતુ તે લુહણું બનતા સુધી પાણી તરત ચુસી લે તેવા પ્રકારનું રૂવાંટીવાળા પાતળા ટુવાલ આદિનું રાખવું કે જેથી પાણી સારી

રીતે સાફ થઈ શકે.

૬૮—પહેલું અંગલુહણું કરીને પછી પ-વાસણુ, ખાળ, પાટ, આદિ જગ્યામાં પાણી રહ્યું હોય તે પાટલુહણાથી સાફ કરવું તથા પવાસણની નીચેના અને જમીન ઉપરના ભા-ગોનું પાણી ભોંયલૂહણાથી સાફ કરવું. અને ન્હવણનું પાણી કોઈ જીવજંતુ પડે નહિ તેમજ અંડાળાય નહિ તેવી જગ્યાએ ઢાંકીને મૂકવું, કે પછી યોગ્ય સ્થાનકે પરઠવી દે-વાય. ત્યાર બાદ પોતાના હાથ ધોઈ ધૂપીને બીજું અંગલુહણું કરવું.

૬૯—બીજું અંગલુહણું કરતી વખતે તેના એક છેડે ઝીણી બત્તી આમળીને અં-ગોપાંગ વગેરે જે ઝીણા ભાગોમાં પાણી રહ્યું હોય તે સાફ કરવું, અને તેમ છતાં પણ કોઇ ઘણા સુક્ષ્મ ભાગમાં પાણીની અ-

સર માલૂમ પડે તો સોનું-ચાંદી-પીત્તલ અથવા ત્રાંબાની સળી અંગલુંહણાની કરચલીમાં નાખીને તેનાથી સાફ કરવું, પણ કોઈ ઠેકાણે પાણી અથવા વાસી કેસર રહે નહિ તે ધ્યાન રાખવું.

૮૦—ઉપર મુજબ બન્ને અંગલુહણાં થઇ ગયા પછી ઘણે ભાગે પ્રતિમાજી બરાબર સાફ થઇ જાય છે, છતાં ઉપયોગ શૂન્યતા આદિથી કોઈ ભાગ સાફ કરવો રહ્યો હોય તો તે થઈ જાય તે માટે ત્રીજું અંગલુહણું ચારે બાજુ તપાસીને કરી લઈ પ્રતિમાજીને તદ્દન સાફ કરવાં.

૮૧—પ્રતિમાજીનાં આભુષણ અંગલુહણાં-કેસર-ફુલ-મોરપીછી-વાળાકુંચી-બરાસ દૂધ-પાણી વગેરે વસ્તુઓ તથા પૂજાનાં વાસણો વગેરેને આપણા હાથ સીવાય પગ

કપડું આદિ અડવાં જોઇએ નહિ. તેમજ તે ચીજોને જમીન ઉપર નહિ મૂકતાં પાટ–પાટલાદિ ઉપર કોઈ ઉંચા સ્થાને મૂકવી. કારણ કે તે સર્વ પૂજાની સામગ્રી ઉત્તમ છે. છતાં કેટલાક લોકો અજ્ઞાનતાથી તેવી વસ્તુઓ જમીન ઉપર મૂકે છે, તેમજ કેટલાક ભાઇઓ પગ પણ અડાડે છે. કેટ-લાક ભાઇઓ તો વાસણને પગથીજ ઠેલે છે, અને કેટલાક ભાઇઓતો ખ્યાલ નહિ રા-ખતા હોવાથી ભગવાનને પોતાના પગના ઢીંચણ કપડાં વગેરે અડી જાય છે તે પણ મોટી આશાતના છે. માટે તે પ્રમાણે ન બને તેવી પૂરતી કાળજી રાખવાની ખાસ આ-વશ્યક્તા છે.

૭૨—રકાબી–છાલીઉં–કુંડી–કળશ–ધૂપ ધાણું આદિ વાસણો વગેરે પ્રતિમાજીને અ-

ડકે નહિ તેનો પણ ખાસ ખ્યાલ રાખવો.

૭૩—કેટલીક વખતે છુટી પ્રતિમાઓને જેમ તેમ પધરાવી દેવામાં આવે છે, પણ તેથી ભગવાનનો અવિનય થાય છે. માટે યથાયોગ્ય સ્થાનકે દેહરાસરના સન્મુખ મોઢું રહે તેવી રીતે પધરાવવી.

૭૪—કેટલીક વખત ઉતાવળને લઇને એવો જલદીથી પખાલ કરવામાં આવે છે કે ધાતુ આદિના પ્રતિમાજી એક બીજા સાથે અથડાવે છે તે પણ મોટો અવિનય છે. તે-મજ કેટલીક વખતે ખંડિત પણ થઈ જાય છે, માટે શાંતતાથી પખાલ કરવો. આવો અવિનય પૂજારીઓ તરફથી વિશેષ થાય છે માટે તેમ નહિં કરવા તેમને સૂચના આપવી.

૭૫—બનતા સુધી પ્રતિમાજીને પવા-સણ અથવા સિંહાસનથી નીચે પધરાવવા

નહિં, છતાં કેટલીક વખતે ફક્ત જમીન ઉપરજ થાળમાં પધરાવેલી જોવામાં આવે છે, પણ તે ઉચિત નથી. માટે તેમ નહિં કરતાં ખાસ ઉંચે પધરાવવાં. અને કદાચ કોઈ કારણુ હોય તો એકાદ બાજોઠ ઉપર થાળીમાં પધરાવવાં. પણ એકલા બાજોઠ ઉપર પધરાવવાં ઉચિત નથી. કારણુ કે કોઇ કોઈ કાર્ય પ્રસંગે તે બાજોઠ ઉપર પગ વગેરે મૂકી ચઢવામાં આવે છે. માટે ભગવાનને એકલા બાજોઠ ઉપર પધરાવાય નહિ.

૭૬—તથા ભગવંતને જે બાજોઠ વગેરે ઉપર બીરાજમાન કરવા પડતા હોય તેવા બાજોઠ વગેરે ઉપર બેસવું અથવા પગ મૂકીને ચઢવું તે ઉચિત નથી.

૭૭—કેટલાએક બાઇઓ વખતના બ-

ચાવ માટે જળપૂજા કરીને પછી કેસર ઘસવું પુષ્પો સાફ કરવાં, ઇત્યાદિ કાર્ય કરે છે, અને પછી પૂજા કરવા માટે આવે છે, જેથી તે દરમ્યાનમાં ( વચ્ચેના વખતમાં ) ભગવંતના શરીર ઉપરનું પાણી સૂકાઇ જવાથી અંગલૂહણું કરતાં વાર લાગે નહિ, પણ તેમ કરવાથી પાણી જે જે જગ્યાએ સૂકાઈ જાય છે તે તે જગ્યાએ મેલ જામી જાય છે, અને તેથી ઉલટી આશાતના થાય છે, માટે દરેક સામગ્રી પ્રથમથીજ તૈયાર કરી રાખવી, અને જલપૂજા કરી તુર્તજ અંગલૂહણાં કરી તુર્ત પૂજા કરવી જોઇએ. આ આશાતના પણ પૂજારીઓ તરફથી વિશેષ થાય છે, તે માટે તેમને સૂચના આપવી જોઇએ.

૭૮—કેટલીએક વખત સવારમાં એક-

વાર જે પ્રતીમાજીને પખાલ પૂજા થઈ ગઈ હોય છે, તેજ પ્રતીમાજીનો બીજા ભાઇને પખાલ કરવો હોય છે ત્યારે, અથવા પૂજા ભણાવતાં સ્નાત્ર કરતી વખતે પણ વાળા કુંચીનો ઉપયોગ કરવામાં આવે છે, પણ વાસી કેસર નીકળી ગયા પછી તેજ દિવસની પૂજા થઈ હોય ત્યાં પુનઃ (ફરીથી) વાળાકુંચી કરવાની જરૂર રહેતી નથી. ઘણે ભાગે તો જળથીજ તે કેસર સાફ થઈ જાય છે, નહિંતો કપડાના પોતાથી તે કેસર સાફ કરવું. કારણ કે વાળાકુંચી વધુ કરવાથી ઘસારો ઘણો પહોંચે છે.

## ( ૨ ) ચંદન પૂજા

૭૯—એ રીતે અંગલુહણાં કરી રહ્યા પછી બરાસ અથવા કેસરની કટોરી હાથમાં લઈ ધૂપીને "नमोऽर्हत् सिद्धाचार्योपाध्याय-

सर्वसाधुभ्यः" બોલીને નીચેનો દુહો બોલવો.

દુહો.

હવે બીજી ચંદન તણી, પૂજા કરો મનોહાર;
મિથ્યા તાપ અનાદિનો, ટાળે સર્વ પ્રકાર.

એ દુહો બોલી ॐ ह्रीँ श्रीँ परम पुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमते जिनेंद्राय चंदनं यजामहे स्वाहाः એ મંત્રાક્ષર બોલી પ્રભુની રાજ્યાવસ્થા ભાવતાં નીચેની ભાવના મનમાં ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ? આ ચંદન આપના શરીરને શીતલતા ઉપજાવે છે. તેથી આપની ચંદન પૂજા કરીને હુ એમ માગું છું કે કામ–ક્રોધ–માન–માયા–લોભ–મિથ્યાત્વ આદિ કષાય રૂપ અગ્નિથી બળી રહેલો મારો આત્મા શીત-

લતાને પ્રાપ્ત કરો.

એ ભાવના ભાવી બરાસ જુદો ઘસેલો હોય તો ભગવાનના શરીરે વિલેપન કરીને પછી કેસરથી નવે અંગે પૂજા કરવી. અને બરાસ ન હોય તો ચંદન સહિત કેસરથી પૂજા કરવી.

૮૦—કેટલાએક ભાઇઓ નવ અંગ સિવાયના ભાગોપર ફક્ત એકલા કેસરનાજ બુટ્ટા કાઢે છે, અને લગભગ ભગવાનનું આખું શરીર કેસરમય કરી નાખે છે, પણ એથી કેટલીક વખતે પ્રતિમાજીના અંગને હાની પહોંચે છે. માટે ફક્ત નવ અંગેજ પૂજા કરવી યોગ્ય જણાય છે, અથવા તો બુટ્ટા કાઢવા હોય તો તે કેસરમાં બરાસ ચંદન આદિ અવશ્ય હોવું જોઇએ, અને શોભનીક લાગે તેવી જાતના બુટ્ટા કાઢવા.

૮૧—ભગવાનના નવે અંગે પૂજા કરતાં પ્રથમ જમણા અંગે અને પછી ડાબા અંગે પૂજા કરવી.

૮૨—ભગવંત પર્યંકાસને ( પલાંઠી વાળીને ) બિરાજમાન હોવાથી જમણો અંગુઠો ભગવાનની ડાબી બાજુએ હોય છે, તેથી પ્રથમ તે અંગુઠે પૂજા કરીને પછી જમણી બાજુના અંગુઠાએ પૂજા કરવી. આ સ્થળે પ્રત્યેક અંગે પૂજા કરતાં દુહા વિચારવાના હોય છે તે દુહા તથા દુહાનો ભાવાર્થ સંક્ષેપમાં આ પ્રમાણે છે—

॥ नव अंग पूजाना दुहा ॥

१ ली—चरणना अंगुठे पूजा. (દુહો)

જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત
ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજળ અંત....૧

ભાવાર્થ—જુગલિયાઓએ કમલપત્રના પડીયામાં પાણી ભરી લાવીને જે અંગુઠાની પૂજા કરી તે શ્રી ઋષભદેવ ભગવાનના ચરણનો અંગુઠો ભવ સમુદ્રનો પાર પમાડનાર છે. માટે હું મારા ભવસમુદ્રનો અંત લાવવાને માટે હે ભગવાન ! આપના ચરણની પૂજા કરૂં છું. ( પૂજા કરતી વખતે જો ઋષભદેવ સિવાય બીજી પ્રતિમા હોય તો ઉપર મુજબ ચિંતવવું, અને શ્રી ઋષભદેવ ભગવંતનીજ પ્રતિમા હોય તો જળ પૂજાની ભાવનામાં "હે ઋષભદેવ ભગવાન !" એ પ્રમાણે ચિંતવવું.

૨ જી જાનુ ( ઢીંચણની ) પૂજા— દુહો.

જાનુ બળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ....૨

ભાવાર્થ:—હે ભગવાન ! જાનુના બળથી

આપ કાઉસ્સગ્ગમાં રહ્યા, અને દેશ પરદેશ વિહાર કરી ભવ્યજીવોને ઉપદેશ આપી ભવસમુદ્રથી તાર્યા, તેમજ આપે ઉભાં ઉભાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું તેથી સર્વ જાનુઓમાં શ્રેષ્ટ એવી આપની જાનુને મારી પૂજા હો, અને મારી જાનુઓ પણ આપનાં જેવાં કાર્યો કરવાને શક્તિમાન થાઓ.

३ જી करकांड ( હાથનાં કાંડાંની ) પૂજા—

( દુહો )

લોકાંતિક વચને કરી, વર્ષ્યા વરસી દાન;
કર કાંડે પ્રભુ પૂજના. પૂજો ભવિ બહુમાન....૩

ભાવાર્થ:—હે ભગવાન ! લોકાંતિક દેવોની વિનંતિથી ( દરેક ભગવંતને વરસીદાન દેવાનો અવસર થાય ત્યારે લોકાંતિક દેવો આવીને વિનંતિ કરે એ તેઓનો અનાદિ આચાર છે. ) આપે આપના સ્વહસ્તે વર-

સીદાન ( ભગવંત ૧ વર્ષે સુધી દરેક દિવસે ૧ ક્રોડ ૮૦ લાખ સોનૈયાનું દાન આપે છે. ) દઇને જગતના અનેક જીવોનુ દારિદ્ર દૂર કર્યું, તેથી આપના હાથનુ પૂજન કરવું યોગ્ય છે, માટે હે આત્મા બહુમાન સત્કાર પૂર્વક પ્રભુના કરકંડનુ પૂજન કર, અને હે પ્રભુ આપના કરકંડની પૂજનાથી મારા હાથ પણુ તેવા દાનેશ્વરી થાઓ.

૪ થી–ખભાની પૂજા. ( દુહો.)

માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત
ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત.

ભાવાર્થ:—હે ભગવાન ! આપનુ અનંત બળ ( ભુજાબળ ) જોઇને બન્ને ખભામાંથી માન નાશ પામ્યુ. ( ખભો એ ભુજાનુ મૂળ કહેવાય છે. માટે ભુજા બળથી ખભાનું માન ગયું એવો સંબંધ યુક્તિયુક્ત છે. ) અને

એજ ભુજાબળથી આપ ભવ સમુદ્ર તર્યા. તેથી આપની આવી મહા પ્રભાવિક ભુજાઓની પૂજા કરી હુ એમ માગું છું કે મારી ભુજાઓ પણ અનંત બળયુક્ત થઇ મારા માનનો સર્વથા નાશ થાય.

પ મી—शीर्ष पूजा ( દુહો. )

સિદ્ધ શિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત
વંસિયા તિણ કારણ ભવી, શીર શિખા પૂજંત.

ભાવાર્થ:—હે ભગવાન ! ચૌદ રાજલોકના અંતે ઉજવલ એવી સિદ્ધશિલાપર આપ બીરાજમાન થવાથી આપની મસ્તક શિખા પણ પૂજનીય છે, માટે હું આપની મસ્તકશિખાની પૂજા કરીને એમ માગું છું કે હુ પણ ૧૪ રાજલોકને મસ્તકે સિદ્ધશિલા ઉપર સ્થાન પ્રાપ્ત કરૂં. અર્થાત્ મોક્ષ પામું.

## ૬ ઠ્ઠી —લલાટ (કપાળ) પૂજા

( દુહો )

તીર્થંકર પદ પુન્યથી. ત્રિભુવન જન સેવંત
ત્રિભુવન તિલક સમા પ્રભુ,ભાલતિલક જયવંત

ભાવાર્થ:—તીર્થંકર પદના પુન્યથી આપને ત્રણે જગતના જીવો સેવે છે. અને હે પ્રભુ આપ ત્રણ ભુવનમાં તિલક સમાન છો:. માટે આપના લલાટમાં તિલક કરવું તે જયવંત છે. તેથી હે પ્રભુ ! હું આપની લલાટ પૂજા કરી એમ ઇચ્છું છું કે આપની ભક્તિથી હું પણ તીર્થંકર પદ પ્રાપ્ત કરી મોક્ષ સુખ મેળવું.

## ૭ મી કંઠ પૂજા ( દુહો. )

સોલ પ્હોર પ્રભુ દેશના, કંઠ વિવર વરતુલ;
મધુરધ્વનિ સુરનરસુણે,તિણે ગળેતિલકઅમૂલ.

ભાવાર્થ:—હે ભગવાન ! આપે આપનો

વર્તુલ (ગોળ) વિવર (છીદ્ર) વાળો કંઠ કે જેનાથી ૧૬ પ્રહર સુધી મધુર વાણીવડે દેવ મનુષ્ય અને તિર્યંચને અખંડ ઉપદેશ દીધો, તેથી આપનો કંઠ કે જેનાથી ઉપદેશનો લાભ પ્રાપ્ત થાય છે, તે કંઠની પૂજા કરીને હુ એમ માગું છું કે હે પ્રભુ! મારો કંઠ પણ તેવો ઉપદેશ આપવાને સમર્થ બનો.

## ૮ મી ह्रदय पूजा (દુહો.)

હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હીમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ.

ભાવાર્થ:—જેવી રીતે અતિ શીતળ હીમ વનમાં રહેલાં વૃક્ષોને બાળી મૂકે, તેવી રીતે હે ભગવાન! આપે પણ આપણા હૃદય કમળમાંથી ઉત્પન્ન થયેલા શાન્તરસના બ. ળથી સર્વ રાગ અને દ્વેષને બાળી દીધા છે, તેથી આપના હૃદયકમળની પૂજા કરીને હું

એમ ઈચ્છું છું કે-મ્હારૂં હૃદય પણ ઉપશાન્ત થઈ રાગ દ્વેષને દૂર કરવા સમર્થ બને.

## ૯ મી नाभि पूजा ( દુહો. )

રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશ્રામ
નાભિકમળની પૂજના, કરતાં અવિચળ ધામ

ભાવાર્થઃ—હે જીનેશ્વર ભગવાન જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ત્રણ રત્નવડે ઉજવળ અને સવ સદ્ગુણોને રહેવાના સ્થાનરૂપ આપની નાભિ છે. માટે તે નાભિકમળની પૂજા કરતાં અચળ એવું મોક્ષ સ્થાન પ્રાપ્ત થાય છે. તેઃ હે ભગવંત ! આપની નાભી-પૂજાથી હું એમ ઈચ્છું છું કે મને પણ સર્વ ગુણોના સ્થાનરૂપ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ત્રણ રત્નની પ્રાપ્તિ થાય.

એ પ્રમાણે ૯ અંગની પૂજા કરી રહ્યા પછી બે હાથ જોડી નીચેનો દુહો બોલી

તેનો પણ ભાવાર્થ ચિંતવવો.

( દૂહો )

ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ
પૂજો બહુ વિધ રાગશું, કહે શુભ વીર મુણિંદ

ભાવાર્થ:—શ્રી શુભ વીર મુનીશ્વર (મુનિ મહારાજ શ્રી વીર વિજયજી કે જેઓએ ગુર્જર રાગમાં ઘણી પૂજાઓ તથા કાવ્યો રચેલાં છે તે ) કહે છે કે હે ભવ્ય જીવો ? જીનેશ્વર ભગવાન નવ તત્વના ઉપદેશક છે, માટે તમો ઘણી વિધિપૂર્વક અને બહુમાનપૂર્વક નવે અંગની પૂજા કરો. હે જીનેશ્વર ભગવાન તેવી રીતે આપના નવઅંગની યથાશક્તિ વિધિપૂર્વક પૂજા કરીને હું એમ માગું છું કે મ્હારો એવો અહો ભાગ્ય ધન્ય દિવસ કયારે આવે કે હું પણ આપની માફક નવ તત્વનો ઉપદે-

શક થાઉં.

૮૩—દરેક અંગે પૂજા કરતાં અનુક્રમે તે તે અંગપૂજાના ઉપર જણાવ્યા પ્રમાણે ૯ દુહા, તથા તેનો ભાવાર્થ ભાવનારૂપે ચિંતવીને પૂજા કરવી. પૂજા કરતાં કેસર નખને ન અડકે તે ધ્યાનમાં રાખવા યોગ્યછે.

૮૪—એ પ્રમાણે ભગવાનની નવે અંગે પૂજા કરીને પછી તેજ ગભારામાં અથવા બીજા ગભારાઓમાં બિરાજમાન અન્ય જીન પ્રતિમાઓની પૂજા કરીને શ્રી સિદ્ધચક્રજી-ની પૂજા કૌંસમાં બતાવેલા ક્રમથી કરવી.

( પ્રથમ સિદ્ધચક્રજીના મધ્ય ભાગમાં બિરાજમાન શ્રી अरिहंत પ્રભુની પૂજા કરવી. તદનંતર તેમના મસ્તકપર રહેલા શ્રી सिद्ध ભગવંતની, તદનંતર (પ્રદક્ષિણા વર્ત્ત કરતાં એકેક ખાનું વચ્ચેથી છો-

ડવાપૂર્વક) અરિહંતની ડાબી બાજુએ આ-
વેલ શ્રી आचार्य પદની પૂજા કરવી. તદ-
નંતર એક ખાનું છોડયા બાદ અરિહંત
પદની નીચે રહેલ શ્રી उपाध्याय પદની
પૂજા કરવી. ત્યારબાદ એક ખાનું છોડી અ-
રિહંત પદની જમણી બાજુએ શ્રી सर्व-
साधु પદની પૂજા કરવી. તદનંતર સિદ્ધ અને
આચાર્ય પદની વચમાં સ્થાપેલ શ્રી दर्शन
પદની, તદનંતર આચાર્ય અને ઉપાધ્યાય
પદની વચમાં સ્થાપેલ શ્રી ज्ञान પદની,
તદનંતર ઉપાધ્યાય અને સાધુની વચમાં
રહેલ શ્રી चारित्र પદની, અને ત્યાર બાદ
સાધુ અને સિદ્ધ પદની વચ્ચે રહેલ શ્રી
तप પદની પૂજા કરવી. )

એ પ્રમાણે બતાવેલા અનુક્રમથી સિદ્ધ-

ચક્રજીની પૂજા કરવી. પરન્તુ ગમે તેમ આ- ડી અવળી પૂજા કરવી તે વિધિ પૂર્વક પૂજા કરી ગણાય નહિ.

અને ત્યાર પછી શાસ્ત્રમાં તો અષ્ટ મંગ- લિક અક્ષતના આલેખવા એમ કહ્યું છે પર- ન્તુ સર્વને તે આવડે નહિં માટે તે અષ્ટમં- ગલિકના આલેખેલા તૈયાર પાટલા હોય છે તેની, યંત્રનાં પતરાંની, [1]શાસનદેવીની, અને યક્ષ યક્ષણીની પૂજા કરવી. ધાતુની

---

૧ તીર્થંકર વગેરે મોક્ષગામી જીવો સિવાય બી- જાં દેવ દેવીઓની પૂજા ગૃહસ્થોએ મોક્ષની ઇચ્છા- એ તરણ તારણ માનીને કરવાની નથી, પરન્તુ શાસનની પ્રભાવના કરનાર, રક્ષણ કરનાર, અને તીર્થંકરોના ભક્ત છે એમ ધારી સ્વધર્મી બંધુની બુદ્ધિથી તેઓની પૂજા ગૃહસ્થોને કરવી ઉચિત છે. કારણ કે દેવ દેવીઓ જૈનશાસનમાં થતા મહા ઉપ-

પંચતીર્થીયો, અને ચોવીસીયોમાં દેવ દેવીયો અને શ્રદ્ધા હોય છે, તેથા બનતા સુધી બીજા ભગવાનની પૂજા કર્યા પછીજ તેમની પૂજા થાય એમ ધારવું નહિ. કારણ કે પ્રભુની સાથેજ તે શ્રદ્ધાળુ હોવાથી પંચતીર્થી ચોવીશીયોની પૂજા કર્યા પછી બીજા ભગવાનની પૂજા થાય તોપણ હરકત જેવું કંઈ નથી. એમ ખુલાસો થયેલો છે. પરન્તુ એટલું ધ્યાનમાં રાખવું કે—પ્રભુની અને સિદ્ધચક્રજીની પૂજા કરેલા કેસરથી દેવદેવી વગેરેની પૂજા થાય, પણ દેવ દેવીની પૂજા કર્યા પછી તેજ કેસરથી ભગવાનની કે સિદ્ધચક્રજીની પૂજા થઈ શકે નહિ. અથવા બે વાડકીમાં જુદું કેસર

---

દ્રવોને ટાળવા શક્તિમાન છે. માટે ધર્મ રક્ષકની બુદ્ધિથીજ પૂજા કરવી ઉચિત છે પરંતુ તરણુતારણની બુદ્ધિએ પૂજા કરવા ઉચિત નથી.

રાખી ભગવાનના કેસરથી ભગવાનની તથા સિદ્ધચક્રજીની પૂજા કરવી. અને બીજા કેસરથી દેવ દેવી વગેરેની પૂજા કરવી.

કંઇક વખત પૂજા કરનાર ભાઇઓની ઉપયોગ શૂન્યતાથી ભગવાનના ચાંદલા ઉપર તથા મુખ ઉપર તિલક થઇ જાય છે, અથવા તો કેસર ઉતરી આવે છે, તેથી ચાંદલો અને મુખ બેડોળ દેખાય છે, માટે તેવી રીતે ઉપયોગ શૂન્યપણે પૂજા ન હે કરતાં બરાબર ઉપયોગ પૂર્વક યોગ્ય સ્થાને (યોગ્ય અંગે) પૂજા કરવી જોઇએ. અને કેસર પણ ઉતરી ન આવે તેવું જાડું ઘસવું જોઇએ.

૮૫—ચંદન પૂજા થઇ રહ્યા પછી ભગવાનને આભૂષણ પહેરાવવાં તે વખતે પણ રાજ્ય અવસ્થા ભાવવી. કેટલેક ઠેકાણે આભૂષણો ઘણાં જૂનાં થવાથી ભાગ્યાં ત્રુટયાં

અથવા બરોબર બંધબેસતાં નહિ તેમજ મલીન થયેલાં ચડાવવામાં આવે છે. પણ તેથી ભગવાનના અંગની શોભા થવાને બ દલે ઘણી વખતે બહુ બેડાળ દેખાવ માલૂમ પડે છે, અને ભગવાનના અંગે ઘસારા પડે છે. તથા આભૂષણોનાં નાકાં વગેરે તૂટી ગયાં હોય તેને દુરસ્ત કરાવવાના આળસથી અંગ લૂગડાંમાંથી ફાટેલાં ચીથરાં વગેરેની દોરીઓ બાંધવામાં આવે છે, અને તેના છેડા ઉપયોગથી ગોઠવવાને બદલે લટકતા રહેવાથી ઘણોજ ખરાબ દેખાવ આપે છે. માટે હંમેશાં કાર્યવાહકોએ વખતો વખત આભૂષણો તપાસવાં, અને ભાગ્યું ત્રુટયું જ- લદી દુરસ્ત બનાવી આપવા ખ્યાલ રાખવો જોઇએ. તથા દોરી આદિક બાંધવાની જરૂર પડે તો શોભનીક લાગે તેવી બાંધી છેડા

વાળી લેવા જોઇએ. કે જેથી લટકતી રહી ખરાબ દેખાવ ન આપે. તેમજ આભૂષણોને લાગેલું વાસી કેસર સાફ કરવામાં બેદરકારી રહે છે તે ઉચિત નથી, માટે આભૂષણો સાફ કરીને ચડાવવાં ( આભૂષણો વિશેષે કરીને પૂજારીઓને હાથે ચડાવવામાં આવે છે, માટે તેઓને આ બાબત અવશ્ય સુચના આપવી યોગ્ય છે. )

૮૬—પ્રથમ જણાવ્યા પ્રમાણે શુદ્ધ સુગંધમય અને અખંડ તૈયાર કરી રાખેલ પુષ્પો એક થાળીમાં કે રકાબીમાં લઇને "नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः" એ મંત્ર બોલીને નીચેનો દુહો બોલવો.

( દુહો )

જીનવર કુસુમે પૂજતાં, ઉચ્ચ ગોત્ર બંધાય;
ઉત્તમ કુળમાં અવતરી, કર્મરહિત તે થાય.

એ દુહો બોલી ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमते जिनेन्द्राय पुष्पं यजामहे स्वाहाः એ પ્રમાણે મંત્રાક્ષરો બોલી નીચે પ્રમાણે ભાવના ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ! આપની પુષ્પ પૂજા કરવાથી ઉચ્ચગોત્ર બંધાય, તથા ઉત્તમ. કુળમાં જન્મ થાય, ને ત્યાં ઉત્તમ આચરણો સેવી કર્મરહિત થવાય છે. તથા પુષ્પોની સુગંધિ જેમ દ્રવ્ય દુર્ગંધનો નાશ કરે છે, તેમ આપની કરેલી પુષ્પ પૂજા મારી ભાવ દુર્ગંધતાનો ( મલિનાધ્યવસાયનો–અપ્રશસ્ત લેશ્યાઓનો ) નાશ કરે. અને પુષ્પના જીવોને અન્ય લોકો અનેક ઉપયોગમાં લેતા હોવાથી કિલામણા થાય છે, ને આપના અંગ ઉપર આવવાથી તે જીવોને અભયદાન મલે છે. એ

પણ પ્રાસંગિક લાભ છે. તે માટે પુષ્પ પૂજા કરીને એમ માગું છું કે મારો આત્મા કર્મ દુર્ગંધિથી વાસિત છે તે દૂર થઈ સુવાસિત બને, અને પુષ્પ જેમ આપના મસ્તકપર બીરાજે છે, તેમ હું પણ ચોદ રાજલોકના મસ્તકપર ( મોક્ષમાં ) સ્થિર[1] થાઉં. આ ભાવના ભા-

---

૧ ધૂપની ભાવનામાં પણ આત્માને સુવાસિત બનાવવાની ભાવના આવે છે, અને જો પુષ્પની ભાવના પણ આત્માને સુવાસિત માત્ર બનાવવા માટે હોય તો બન્ને પદાર્થોની પૂજાનો ઉપયોગ ( હેતુ ) એક સરખો થઈ જાય. માટે પુષ્પની ભાવના ધૂપની ભાવનાથી કંઈક ભેદવાળી હોવી જોઇએ, અને તે ભેદ ઉપર લખ્યા પ્રમાણે ચૌદ રાજલોકના મસ્તકપર સ્થિર થવા સંબંધિનો છે,

વતાં પણ લક્ષ્યમાં પ્રભુની રાજ્ય અવસ્થા ચિંતવવાની છે. અર્થાત્ પ્રભુની આ વખતે રાજ્યાવસ્થા વિચારીનેજ એ ભાવના ભાવવી જોઇએ.

૮૭—જાસુદ વગેરે જે પુષ્પોમાં મીઠાશ હોવાને લીધે કીડી વગેરેની ઉત્પત્તિ હોય, અને તેની હીંસા થવાનો સંભવ હોય તો બીજાં પુષ્પો હોતે છતે તે પુષ્પો ન ચડાવવાં. અને બીજાં પુષ્પોના અભાવે અથવા બીજાં પુષ્પોમાં શોભા માટે તેવાં પુષ્પો ચડાવવાં હોય તો ચઢેલી કીડીયોને યતનાપૂર્વક ઉતાર્યા પછી ચડાવવાં.

૮૮—પુષ્પો બીલકુલ ન હોય તો થોડા ચોખાને ધોઈ શુદ્ધ કરી કેસરવાળા કરી ચૈઢાવવા એવી શાસ્ત્ર મર્યાદા સમજાય છે.

૮૯—કંઇક વખત પુષ્પો જેમ તેમ અ-

વ્યસ્થિત રીતે ચઢાવ્યાથી જોઇએ તેવી શાભા થતી નથી, અને વખતે ભગવાનનું મુખ પણ ઢંકાઈ જાય છે. પરન્તુ તેમ થવાથી દર્શન કરનારને આલ્હાદ ( ઉલ્લાસ ) ભાવ પ્રગટ થતા નથી. માટે પુષ્પોને એવી વ્યવસ્થા પૂર્વક ગોઠવવાં જોઇએ કે ભગવાનના અંગની શાભા વૃદ્ધિ પામે, અને દર્શન કરનારને પણ ઉલ્લાસ ભાવ પ્રગટ થાય.

૯૦—કેટલાએક ભાઇઓ જે પ્રતિમાજીની પૂજા કરે છે, તે પ્રતીમાજીને ગયા દિવસનો પખાલ થયેલો છે કે આજે નવો પખાલ થયો છે? તે તપાસ કર્યા વિનાજ પૂજા કરી દેછે. માટે પૂજા કરતાં પહેલાં પખાલની તપાસ કરીનેજ પૂજા કરવી જોઃએ

૯૧—કેટલાએક ભાઇઓ દર્શન પૂજા કરવા જાય છે તે વખતે ઉપયોગ શૂન્યતાને

લીધે અથવા ઉતાવળને લઇને બરાબર રીતે દર્શન પૂજા કરતા નથી. તેથી કંઈક વખત પ્રતીમાજીને પખાલ થયા પછી ચંદનપૂજા કરવી રહી ગયેલી હોય, અથવા આગલા દિવસનું નિર્માલ્ય કેસર કે ફુલ રહી ગયેલાં હોય, છતાં તેઓને ખબર રહેતી નથી. માટે દર્શનપૂજા કરતાં બારીકીથી તપાસ કરવી જોઇએ, અને નિર્માલ્ય વગેરે રહી ગયેલ હોય તો કાઢી નાખી શુદ્ધતા કરવી જોઇએ. અને બીજી વખત તેવી રીતે નિ-ર્માલ્ય વગેરે બાકી ન રહી જાય તે માટે પૂજારીને સૂચના આપવી અથવા કાર્યવા-હુકોને જણાવવું.

૯૨—ધૂપ-દીપ-અક્ષત-નૈવેદ્ય-ને ફળ એ પાંચ પ્રકારની અગ્રપૂજા પ્રથમ જણાવ્યા પ્રમાણે ભગવાનથી દૂર રહીને કરવાની છે.

કારણ કે તે વસ્તુઓ ભગવાનની સન્મુખ ધારણ કરવાની છે. માટે બનતા સુધી તે પૂજા ગભારાથી [1]બહાર રહીને કરવી.

## ૪ થી ધૂપ પૂજા.

૬૩—ચોથી ધૂપ પૂજા કરવાની વિધિ આ પ્રમાણે--શુદ્ધ ધૂપાધાનમાં ( ધૂપધાણામાં ) શુદ્ધ અગ્નિ લઈ, તેમાં સુગંધિમય દશાંગ ધૂપ પ્રક્ષેપીને ( નાખીને ), અથવા અગરબત્તી પ્રગટાવીને नमोर्हत्सिद्धा

૧ અંગપૂજા વખતે પ્રક્ષાલન અને અંગલૂહણાં કર્યાં બાદ જે ધૂપ કરી ભગવંતની આગળ ઉખેવી પછી પૂજા કરવાની છે, તે ધૂપ પૂજાતો ભગવંતની પાસે ગભારામાં કરવાને અડચણ નથી, પરન્તુ સવારે કે સંધ્યાએ જે ધૂપ પૂજા કરવાની છે, તે ગભારા બાહેર રહીને કરવાની છે એમ જાણવું.

चार्योपाध्यायसर्वसाधुभ्यः ॥બોલી નીચેનો દુહો બોલવો.

ધૂપ ઉખેવત જે નરા, પ્રભુ આગળ બહુ માન;
દુર્ગંધા દૂરે ટળે, પામે અમર વિમાન.

એ દુહો બોલીને ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमतेजिनेन्द्राय धूपंयजामहे स्वाहाः ॥

એ મંત્રાક્ષરો બોલી નીચેની ભાવના ભાવવી.

હે ભગવાન ! જે ધન્ય મનુષ્યો આપની આગળ બહુમાનપૂર્વક ધૂપ ઉખેવે છે, તેઓ પોતાના આત્મામાં રહેલ મિથ્યાત્વરૂપ દુર્ગંધને દૂર કરી અમર એવા મોક્ષપદને પામે છે. તેથી હું પણ આપની આગળ ધૂપ પૂજા કરીને એમ

માગું છું કે જેવી રીતે આ અગ્નિ ધૂપને દહન કરે છે, તેવી રીતે મારી તપશ્ચર્યા-રૂપ અગ્નિ પાપ રૂપી કર્મોને બાળી નાખો. તેમજ જેવી રીતે ધૂપની ( =ધૂપના ધૂમની ) ઉર્ધ્વગતિ ( ઉંચી ગતિ છે. ) તેમ મારી પણ ઉચ્ચગતિ થાઓ.

એ ભાવના ભાવી ભગવાનની ડાબી બાજુએ ધૂપાધાન મૂકવું.

૯૪—કેટલાએક ભાઇઓ બળતી અગરબત્તી હાથમાં રાખે છે, અને ભગવાનની પૂજા કરે છે. પણ તે યોગ્ય જણાતું નથી. તથા કેટલાએક ભાઇઓ વિના સમજથી ઠેઠ ભગવાનના નાક આગળ ધૂપ લઈ જાય છે, ને વખતે અગરબત્તી હોય તો ભગવાનના શરીરને પણ અડકી જાય છે. પરન્તુ તેમ કરવાથી ઉલટી આશાતના થાય છે.

માટે ભગવંતથી દૂર રહીનેજ ધૂપ કરવાનો ખ્યાલ રાખવો જોઇએ.

૯૫—કેટલાએક ભાઇઓ ધૂપાધાન કદાચ આડું અવળું પડેલું હોય તો લાવવાની આળસથી, તથા કેટલાએક ભાઇઓ ધૂપાધાન પોતાની નજર આગળ હોવા છતાં પણ અણસમજથી બળતી અગરબત્તી પવાસણ, જાળીઓ, પાટ, પાટલ, ભંડાર, સ્તંભ તથા પૂજાનાં વાસણો ઉપર મૂકે છે જેથી તે વસ્તુઓ કાળા ડાઘ પડીને ખરાબ થાય છે અને કેટલીક વસ્તુઓ કપડાની હોવાથી દાઝી જાય છે. અને કેટલીએક વખતે તેની ખબર બીજા ભાઇઓને નહિ રહેવાથી તેઓ પણ દાઝે છે. અને પોતાને તેથી કાંઈ ફાયદો થતો નથી, તોપણ કેટલાએક ભાઇઓને સૂચના આપવા છતા પણ તેઓ પોતાનો

આગ્રહ છોડતા નથી, તે ઘણી અફસોસની વાત છે. માટે અગરબત્તી ધૂપધાણામાં રાખવા ખાસ ધ્યાનમાં રાખવું, અને કાર્યવાહકોએ પણ ધૂપધાણું તથા ધૂપ રાખવાનાં બીજાં સાધનો જોઈતા પ્રમાણમાં રાખવાં, કે જેથી બીજી વસ્તુ ઉપર ધૂપ મૂકવાની જરૂર પડે નહિ.

૯૬— ५ मी दीपक पूजा.

શુદ્ધ—તાજા ઘીનો પ્રથમથી તૈયાર કરી રાખેલ દીપક પ્રગટાવી ( જોગવાઈ હોય તો મંગલિક માટે કપૂર પણ સળગાવીને ) જીવની વિરાધના ન થાય તે માટે ફાનસમાં લઈ ભગવાન સન્મુખ ઉભા રહી नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः કહી નીચેનો દુહો બોલવો.

પંચમી ગતિને પામવા, કરીએ જીન દરબાર;
ધૃતદીપક મન રંગસ્યું, પામવા. શિવસુખ સાર.

એ દુહા બોલી ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमतेजिनेन्द्राय दीपं यजामहे स्वाहाः ॥

એ મંત્રાક્ષરે બોલી નીચેની ભાવના ભાવવી.

જેવી રીતે આ દ્રવ્યદીપક દ્રવ્ય અંધકારનો નાશ કરે છે, તેવી રીતે હે ભગવાન ! આપે જ્ઞાન-દર્શનરૂપી ભાવ દીપકથી મોહ અને મિથ્યાત્વરૂપ ભાવ અંધકારનો નાશ કર્યો છે. તેમજ અન્ય છદ્મસ્થ જીવોને પણ કેવળજ્ઞાનરૂપી જ્યોતિ પ્રગટ કરી આપવા આપ દીપક સમાન છો, તેથી આપની દીપક પૂજા ક-

રીને હું એમ માગું છું કે મારો એવો અહોભાગ્ય ધન્ય દિવસ ક્યારે આવે કે જ્ઞાન-દર્શનરૂપી ભાવદીપક જે મારા આત્મામાં સત્તા રૂપે રહેલ છે તે પ્રગટ થાય, અને મારો મોહ મિથ્યાત્વરૂપ ભાવ અંધકાર સર્વથા વિનાશ પામે.

એ ભાવના ભાવી દીપક ભગવાનની જમણી બાજુએ મૂકવો.

૯૭—કેટલાએક ભાઇઓ દીપક અને ધૂપનાં દિશાનો ખ્યાલ નહિં રાખતાં આડા-અવળા ગમે તે સ્થાને મૂકી દે છે. માટે તેમ નહિ કરતાં ધૂપને ભગવાનથી ડાબી બાજુએ, અને દીપકને ભગવાનથી જમણી બાજુએ, એ પ્રમાણે યોગ્ય સ્થાને મૂકી વિધિ સાચવવાનો ઉપયોગ રાખવો.

૯૮—કેટલાએક અજ્ઞાની જીવો શંકા કરે

છે કે શું ભગવાન અંધારામાં દેખી શકતા નથી ? કે જેથી દીપકની જરૂર પડે છે ! તેઓએ વિચાર કરવો જોઇએ કે તે દીપક ભગવંતને માટે ધરવામાં આવતો નથી, પરંતુ પૂજા કરનાર પોતાની આત્મ ભાવના માટેજ ધરે છે; તો પછી ભગવંતને અંધારામાં નહિ દેખવા સંબંધિ વાતજ કયાં રહી ? કારણ કે પૂજકવર્ગ પોતાના આત્મામાં રહેલા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી જ્ઞાનરૂપી પ્રકાશ કરવાની ભાવનાથી ભગવંત આગળ દીપક ધરે છે. માટે દીપક તે ભગવાન માટે નથી, પરંતુ પૂજા કરનાર પૂજકને માટે છે.

૯૯—દીપક પૂજા માટે બનતા સુધી રૂ, ઘી, વગેરે પોતાના ઘરનુંજ વાપરવું. છતાં કદાચ તેવી જોગવાઇ ન બને તો

દેરાસરના દીપકથી દીપક પૂજા કરી તેના બદલામાં માસિક અથવા દરરોજ કંઈક દ્રવ્ય તે ખાતે આપવું જોઇએ.

१००--६ ठी अक्षत (ચોખાની) पूजा.

અખંડ, શુદ્ધ, ઉજવલ, અને નિર્જીવ અક્ષત હાથમાં અથવા રકાબીમાં અથવા થાળમાં લઈ " नमोर्हत्सिद्धाचार्योपाध्याय सर्वसाधुभ्यः " એ મંત્ર બોલી નીચે લખેલો દુહો બોલવો.

( દુહો )

અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જીનચંદ;
લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ આનંદ. ૧

એ દુહો બોલી ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्रीमतेजिनेन्द्राय अक्षतं यजामहे स्वाहाः ॥

એ મંત્ર બોલી નીચેની ભાવના ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ! જે ભાગ્યશાળી જીવો આપની અક્ષત પૂજા કરે છે, તેઓ અખંડ એવું અક્ષય સુખ ( મોક્ષ સુખ ) પ્રાપ્ત કરે છે. તેથી હે ભગવન્! આપની અક્ષત પૂજા કરીને હું પણ મને અક્ષય સુખ મળે એમ ઈચ્છું છું.

એ પ્રમાણે ભાવના ભાવી અષ્ટમંગલિકની પાટલીમાં આલેખેલી આકૃતિ પ્રમાણે સ્વસ્તિક ( સાથીઓ ) અથવા નંદાવર્ત્ત ચોખાથી આલેખવો. મહર્દ્ધિક પુરૂષો પ્રભુની ભક્તિ માટે મુક્તાફળના (મોતીના) સાથીઆ અથવા સોના ચાંદીના ( સોના ચાંદીના જવ અથવા અક્ષત ઘડાવીને તેના) સાથીઆ આલેખે છે. તેવી ભક્તિવાળા ભાગ્યશાળી જીવોનું પણ આ વખતે સ્મરણ

કરવું અને ધન્યવાદ વિચારવો તે યોગ્ય છે.

(સ્વતિક આલેખવામાં મુખ્ય વિધિએ ભાગેલા નહિં, પણ અખંડ ચોખા જોઇએ.)

એ સ્વસ્તિક (સાથીયા) માં ૪ પાંખડાં (રેખાઓ) છે, તે નરકગતિ-તિર્યંચગતિ-મનુષ્યગતિ-અને દેવગતિ એ ૪ ગતિના અંતસૂચક છે. તથા ૩ પુંજ છે તે જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ૩ રત્નની પ્રાપ્તિસૂચક છે. અને જે અર્ધચંદ્રાકાર છે, તે સિદ્ધશિલા સુચક છે. માટે એ પ્રમાણે સ્વસ્તિક આલેખતી વેળાએ "હે ભગવાન! ચાર ગતિનો અંત કરી, જ્ઞાન-દર્શન-ચારિત્રનું દાન દઈ મને મુક્તિ સ્થાને પહોચાડો." એ પ્રમાણે ભાવના ભાવવી.

૧૦૧—સ્વસ્તિકના ભાવાર્થ ઉપરથી ઘણી સારી રીતે સમજી શકાય છે કે પ્રથમ ચાર

પાંખડી; પછી ૩ બિંદુ ( પુંજ ), અને તે પછી અર્ધચંદ્રાકાર આલેખવો. છતાં કેટલાએક ભાઇઓ એ ભાવાર્થ નહિ સમજવાથી પ્રથમ અર્ધચંદ્રાકાર, ત્યાર બાદ ત્રણ પુંજ, અને ત્યાર બાદ સ્વસ્તિક આલેખે છે. તેમણે વિચારવું જોઇએ કે પ્રથમ ચાર ગતિનો અંત કર્યા બાદ જ્ઞાન દર્શન ચારિત્ર પ્રાપ્ત કરી મોક્ષમાં પહોચાય, પરંતુ મોક્ષમાંથી જ્ઞાનાદિ પ્રાપ્ત કરી ચાર ગતિમાં અવાય નહિં. માટે ઉપર બતાવેલા અનુક્રમથી સ્વસ્તિક રચના આલેખવી.

૧૦૨—પુનઃ જો આલેખી શકાય તો ભગવંતની આગળ અક્ષતથી અષ્ટમંગલિક આલેખવાં. તે અષ્ટમંગલિકનાં નામ આ પ્રમાણે—[1]दर्पण, [2]भद्रासन, [3]वर्धमान, [4]श्रीवत्स

૧. આરીસો. ૨. સિંહાસન. ૩ બે કોડી-

मत्स्य युगल = ( મચ્છ અને મચ્છી ) कलश-स्वस्तिक અને नंदावर्त्त એ આઠ મંગલિકની રચના ચીતરવી હોય તો એ સર્વની આકૃતિયો અષ્ટમંગલિકની પાટલીયોમાં જોવી. અને સ્વસ્તિક તથા નંદાવર્ત્ત અષ્ટમંગલિકમાં આવી જાય છે, માટે જેને અષ્ટમંગલિક આલેખવાં હોય તેને સ્વસ્તિક અને નંદાવર્ત્ત જુદાં આલેખવાની જરૂર નથી. પણ જેને અષ્ટમંગલિક ન આવડે તે નંદાવર્ત્ત અને સ્વસ્તિક બન્ને અથવા બેમાંથી એકને પણ આલેખીને અક્ષત પૂજા કરે. અને થોડા અક્ષતથી ભગ-

---

યાંનું સંપુટ ( જોડલું ) ૪ ભગવંતની છાતીમાં શ્રી વત્સ લંછન ( ચિન્હ ) હોય છે, અને તે ઉજ્વળ રોમરાજીનો આવર્ત્ત ( ભમરો ) હોય છે. એવા રોમાવર્ત્ત મહાપુરૂષોને ૪ હોય છે.

વંતને પણ વધાવવા.

૧૦૩— ૭ મી નૈવેદ્ય પૂજા.

સુખડીઓ બનાવવામાં કેટલીક વખત કાળજી નહિં રાખવાથી જીવોની વિરાધના થાય છે, તેમજ કેટલીએક અભક્ષ્ય વસ્તુઓની ભેળસેળ થાય છે. માટે પોતાના ઘરનું બનાવેલું તાજું નૈવેદ્ય ( મીઠાઈ વગેરે ખાદ્ય પદાર્થ ) બની શકે તેટલી વિવિધ જાતનું ઉત્તમ ધાતુના થાળમાં લઇને

नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः ॥

બોલી નીચે પ્રમાણે દુહો બોલવો.

( દુહો. )

ન કરી નૈવેદ્ય પૂજના, ન ધરી ગુરૂની શીખ;
લહે અશાતા પરભવે, ઘર ઘર માગે ભીખ. ૧

એ દુહો બોલી ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय

परमेश्वराय जन्मजरामृत्यु निवारणाय श्रीमते जिनेंद्राय नैवेद्यं यजामहे स्वाहाः ॥ એ મંત્ર બોલી નીચેની ભાવના ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ! જે જીવો આપની નૈવેદ્ય પૂજા કરતા નથી, તેમજ ગુરૂ મહારાજની શિક્ષા ધારણ કરતા નથી, તે જીવો અન્યભવમાં શાન્તિ પામતા નથી. તેમજ ઘેર ઘેર ભીખ માગવાના અધિકારી થાય છે.

હે જીનેશ્વર ભગવાન ! આપના અનેક ભાગ્યશાળી ભક્તો આથી પણ ઘણી ઉંચી જાતનાં સરસ અને સ્વાદિષ્ટ નૈવેદ્યો આપના આગળ ધારણ કરી શુદ્ધ ભાવ પૂર્વક અર્પણ કરે છે, છતાં આપ વીતરાગને તેવા અતિ સ્વાદિષ્ટ પદાર્થોમાં કંઈ પણ વાંચ્છા ( ઈચ્છા) નથી. આપે એ સર્વ પૌદ્ગલિક સ્વા-

દોને નિઃસ્વાદ જાણી ત્યાગ કરીને શુદ્ધ અનાહારી પદ પ્રાપ્ત કર્યું છે. અને મારા જેવા પામર પ્રાણીઓ આ પૌદ્ગલિક સ્વાદમાં સંતુષ્ટ થઈ ચાર ગતિમાં ભ્રમણ કરે છે. માટે હે પ્રભુ! મારો પણ એવો દિવસ ક્યારે આવે કે આવા પૌદ્ગલિક રસ સ્વાદનો ત્યાગ કરી નિર્મોહી થઇને અનાહારી પદ પ્રાપ્ત કરવા સમર્થ થાઉં!

કાય કે નહિ તે બાબતમાં હજી ઘણા ભા-

૧૦૪—હંમેશાં વિવિધ પ્રકારનાં તાજાં શુદ્ધ નૈવેદ્યની જોગવાઈ ન બને તો સાકર અથવા પતાસા આદિકથી પૂજા કરવો, અને અવસરે પોતાને ાં નૈવેદ્યની જોગવાઈ હોય તો નૈવેદ્યથી પૂજા કરવી. (પોતાના ઘરમાં બનેલાં દાળ ભાત રોટલી વગેરે ભોજનો પ્રભુની આગળ નૈવેદ્ય તરીકે મૂ-

ભાઇઓ અજ્ઞાત છે. તો સર્વ ભાઇઓએ ખ્યાલમાં રાખવું જોઇએ કે તેવા પ્રકારની ભોજનની ચીજો પણ ભગવંત આગળ ધરી શકાય છે. માટે તેવાં દાળ ભાત રોટલીનાં નૈવેદ્ય પણ દરરોજ પ્રભુ આગળ મૂકવાં જોઇએ. )

१०५—८ मी फल पूजा.

ભાગેલાં, સડેલાં, બગડેલાં, સુકાયલાં, અને અભક્ષ્ય ન હોય તેવાં શુદ્ધ તાજાં નિર્જીવ વિવિધ પ્રકારનાં ફળો થાળમાં લઈ " नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः" બોલી નીચેનો દુહો બોલવો.

દૂહો.

ફળ પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર,
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર.૧

એ દુહો બોલી ॐ ह्रीँ श्रीँ परमपुरुषाय

परमेश्वराय जन्मजरामृत्युनिवारणाय श्री-
मते जिनेन्द्राय अक्षतं यजामहे स्वाहा ॥

એ પ્રમાણે મંત્રાક્ષર બોલી નીચે લખે-
લી ભાવના ભાવવી.

હે ભગવાન ! નૈમિત્તિક, જોશી, રાજા, અને ગુરૂની પાસે જતાં, તેમજ તેવાં બીજાં પણ શુભ કાર્યો કરતાં ફળ ધારણ કર્યા વિના યથાર્થ ફળ મળતું નથી. અને આપ તો સર્વથી વિશેષ પૂજ્ય તથા જોશીના જોશી, રાજાના રાજા, અને ગુરૂના પણ ગુરૂ છો. તો આપની ફળ પૂજા કર્યા વિના દ્રવ્ય પૂજાનું યથાર્થ ફળ મળે નહિં, તેથી આ ફળ વડે આપની પૂજા કરી હું એમ ઇચ્છું છું કે મારી દ્રવ્ય પૂજાનું પરમ્પર ફળ જે મોક્ષ તે મને પ્રાપ્ત થાઓ. વળી અનેક ભાગ્ય-

શાળી ભક્તો આપને અનેક પ્રકારનાં મ-
નોહર ફૂળ ચઢાવે છે, પરંતુ આપ વીત-
રાગને તે ફળો ઉપર કોઈ પણ પ્રકારનો
મોહભાવ નથી, અને હું એવા સ્વાદિષ્ટ
ફળો દેખીને મોહભાવ પામું છું, ને તેથી
રસનેન્દ્રિયને વશ થઈ સંસાર ચક્રમાં ભ્ર-
મણ કરૂં છું. તો હે ભગવાન ! મને પણ
આપના જેવી નિર્મોહ દશા કયારે પ્રાપ્ત થાય ?

એ પ્રમાણે ફળ પૂજા સંબંધિ ભાવના
ભાવીને ફળનો થાળ અથવા છુટાં ફળો અ-
ક્ષતની આલેખેલી ૩ ઢગલીપર અથવા ચં-
દ્રાકારરૂપ સિદ્ધશિલાપર મૂકવાં.

૧૦૬—હંમેશાં વિવિધ પ્રકારનાં ફળોની
જોગવાઈ ન બને તો બદામ સોપારી આ-
દિથી ફળપૂજા કરવી. અને જ્યારે જ્યારે
ઉત્તમ ફળોનો જોગ બને ત્યારે ત્યારે તે

ઉત્તમ ફૂળોથી પૂજા કરવી. ( વિવેકી ભાઈ-ઓ તો નવી ઋતુનાં જે ફૂળો પ્રથમ ઘરમાં આવ્યાં હોય તે ઋતુનાં તે ફૂળોમાંથી એક યા બે ફૂળ શ્રી જીનેશ્વરની આગળ ધરીને પછીજ તે ફૂળોનો પોતે ઉપભોગ કરે છે. આ પરિપાટી ઘણી પ્રશંસનીય છે. માટે ફૂળ તો શું ! પરંતુ દરેક ઉત્તમ ચીજને માટે એવી પરિપાટી રાખવી જરૂરની છે. અર્થાત્ ભગવાનને ચઢાવવા યોગ્ય કોઈ પણ ઉત્તમ વસ્તુ આપણા ઘરમાં આવે તો તેમાંથી થોડી ચીજ પ્રથમ ભગવંતને ધર્યા બાદજ તે ચીજનો આપણે ઉપભોગ કરવો તે વિવેક છે.

૧૦૭—હાલમાં કેટલાએક ભાઇઓ નૈવેદ્ય ફૂળ ચડાવવાનો કંઈ પણ ઉપયોગ સમજતા નથી, વળી કેટલાએક ભાઇયો સ્વસ્તિક

ઉપર ફૂળ ચડાવે છે, અને રત્નત્રયી ( ત્રઢગલી ) તથા સિદ્ધશિલા ( ચંદ્રાકાર ) પર નૈવેદ્ય ચઢાવે છે. પણ હંમેશાં વિધિપૂર્વક પૂજા કરનારા અને કેટલાએક જાણકાર પુરૂષોનું કહેવું એવું છે કે નૈવેદ્ય સ્વસ્તિક ઉપર ચડાવવું, અને ફૂળ રત્નત્રયી અથવા સિદ્ધશિલાપર ચઢાવવું. ( ભાષ્યમાં ધૂપાદિક–નાણું–તથા ફૂળાદિક જીનેશ્વરની ડાબી બાજુએ આગળ ચડાવવું, અથવા નાણું ને ફૂળ ભગવાનના હસ્તમાં આપવાનું લખેલ છે.

૧૦૮—તે પછી ઉભા થઈ ભગવાન સન્મુખ બે હાથ જોડી અષ્ટ પ્રકારી પૂજાની સમાપ્તિ માટે નીચે પ્રમાણે કાવ્ય ભણવું.

હરિગીતછંદ.

ઇમ સયલ સુખકર દ્રવ્ય ભાવે, પૂજા અષ્ટપ્રકારી એ
ભાવે ભણાવે સુણે જે ભવિ, લહે શિવસુખ ભારી એ

૧૦૯—ત્યાર બાદ યથાશક્તિ દ્રવ્ય ( રોકડ નાણું ) હાથમાં ધારણ કરી નીચેની ભાવના ભાવવી.

હે જીનેશ્વર ભગવાન ! અઢાર પાપસ્થાનકથી પ્રાપ્ત થયેલ જે ધન તે માત્ર સંસાર ભ્રમણનુંજ કારણ છે, પરન્તુ તેમ થી આ જેટલું દ્રવ્ય આપની આગળ ચઢાવું છું તેટલુંજ દ્રવ્ય સફળ છે, ને બીજું સઘળું દ્રવ્ય મારૂં પાપ કાર્યના ઉપયોગમાં આવે છે તે સફળ નથી.

એ પ્રમાણે ભાવના ભાવી દ્રવ્ય સિદ્ધશિલાપર ચઢાવવું.

૧૧૦—ત્યાર બાદ ભગવાનની પદસ્થ અવસ્થા (=કેવલજ્ઞાનની અવસ્થા) ભાવવી. તે વખતે ચામરો વીંજવા તે ચામર વીંજવાની વિધિ આ પ્રમાણે—

ભગવંતની અષ્ટ પ્રાતિહાર્ય યુક્ત કેવલ-જ્ઞાનાવસ્થા જોઇને બની શકે તેમ હોય તો બે હાથમાં બે ચામરો લઇને, નહિતર છેવટે જમણા હાથમાં ચામર લઇને ભગવંતની આગળ વીંજવાં. કેટલાએક ભાઇયોને ચામર કેમ વીંજવું તેની ખબર નહિં હોવાથી ભગવાન સન્મુખ ગોળ ગોળ વગેરે જુદી જુદી રીતે ફેરવે છે. પણ મુખ્યપણે જોતાં તો એક વખત ડાબા હાથ તરફ, અને એક વખત જમણા હાથ તરફ, એમ અનુક્રમે સારી રીતે શોભે તેવી રીતે ચામર વીંજવું અને વીંજતી વખતે નીચેનાં કાવ્યો બોલવાં.

કાવ્ય.

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે;
જઇ મેરૂ ધરી ઉછરંગે, ઇંદ્ર ચોસઠ મળીયા રંગે.
પ્રભુપાસનું મુખડું જોવા—ભવભવનાં પાતિક ખોવા,

(એ કાવ્ય બોલતાં આપણે જે ભગવાનની આગળ ચામર વીંજતા હોઇએ તે ભગવાનનું નામ બોલવાની ઈચ્છા હોય તો "પ્રભુ પાસનું" એ શબ્દને સ્થાને તે બીજા ભગવંતનું નામ પણ બોલી શકાય.)

હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો,
ઢાંળેરે સુર ચામર મણિ રત્ને જડયાંરે લોલ;
હાંરે મારે સુણતાં દુંદુભિ નાદ ટળે સવિ તાપ જો,
વરસેરે સુર ફુલ સરસ જાનુ અડયાંરે લોલ.

अशोकवृक्षः सुरपुष्पवृष्टि-
र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुंदुभिरातपत्रं-
सत्प्रातिहार्याणि जिनेश्वराणां ॥

ઇત્યાદિ કાવ્યો બોલી નીચેનો ભાવાર્થ ચિંતવવો. ત્રીજા કાવ્યમાં ૮ પ્રાતિહાર્યનું

વર્ણન છે, તે હમેશાં ભગવાનની સાથેજ રહે છે. તે ૮ પ્રાતિહાર્યનાં નામ નીચે પ્રમાણે-

१ अशोकवृक्ष (=આસોપાલવનુ ઝાડ) તે ભગવંતથી ૧૨ ગણું મોટું હોય છે.

२ पुष्पवृष्टि = ભગવાન વિચરતા હોય તે વખતે પણ દેવો વારંવાર કુસુમોની વૃષ્ટિ કરે છે.

३ दिव्यध्वनि = ભગવંતના ગુણગ્રામનો મનોહર ધ્વનિ દેવો કરે છે.

४ चामर = આકાશમાં ભગવંતને પડખે બે ચામરો વીંજાતાં ચાલે છે.

५ आसन = સુવર્ણનું સિંહાસન હરહંમેશ ભગવંતની સાથેજ ચાલે છે.

६ भामंडल = ભગવાનના સર્વ તેજને એકત્ર કરી ભગવંતના પૃષ્ટ ભાગે ગોઠવે

छे. એ પ્રમાણે જો તેજનો પુંજ ગોઠવા યલો ન હોય તો ભગવંતની સન્મુખ દેખવું દુઃસહ થઈ પડે.

७ दुंदुभि = દુંદુભિ નામનું દિવ્ય વાજીંત્ર દેવો વગાડે છે.

८ आतपत्र = દિવ્ય છત્ર પણ ભગવંતની સાથેજ ચાલે છે.

હે જીનેશ્વર ભગવાન! કલ્યાણક વખતે દેવોએ આપને રત્નજડિત ચામરો વીંજ્યા તે વખતે હું કઇ ગતીમાં હોઈશ? તો આ વખતે આપને આ ચામરો વીંજીને મારા આત્માને સફળ માનું છું.

અહિં ત્રીજી નિસિહિ કહી દ્રવ્યપૂજાનો ત્યાગ કરી ફક્ત ભાવપૂજામાં (ચૈત્યવંદન-સ્તવન-સ્તુતિમાં) વર્તવું.

દરરોજ કરવાની લઘુ ચૈત્યવંદનની વિધિનાં

સૂત્રો નીચે લખેલા અનુક્રમ પ્રમાણે બોલવાં.

# चैत्यवंदन सूत्राणि.

इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसिहिआए मत्थएण वंदामि ॥ १ ॥

એ પ્રમાણે પ્રથમ ત્રણ ખમાસમણ દઇને इच्छाकारेण संदिसह भगवन् चैत्यवंदन करुं? इच्छं !! એ પ્રમાણે આદેશ માગીને નીચે લખેલાં जगचिंतामणि વગેરે સૂત્રો બોલવાં.

## जगचिंतामणिनुं (चैत्यवंदन)

जगचिंतामणि जगनाह, जगगुरु जगरक्खण ।
जगबंधव जगसत्थवाह; जगभाव वियरकण ॥
अठ्ठावय संठविय रुव, कम्मठ्ठ विणासण ।
चउविसंपि जिणवर जयंतु,

अप्पडिहय सासण ॥ १ ॥

कम्मभूमिहिं कम्मभूमिहिं, पढमसंघयणी ।

उक्कोसय सत्तरिसय, जिणवराण विहरंत लब्भइ॥

नवकोडिहिं केवलिण,

कोडि सहस्स नव साहु गम्मइ ।

संपइ जिणवर वीस मुणि,

बिहुं कोडिहिं वरनाण ॥

समणह कोडि सहसदुअ,

थुणिज्जइ निच्च विहाणि ॥ २ ॥

जयउ सामिय जयउ सामिय, रिसहसत्तुंजि ।

उज्जित पहु नेमिजिण,

जयउ वीर सच्चउरिमंडण ॥

भरुअच्छहिं मुणिसुव्वय,

मुहरि पास दुह दुरिअ खंडण ।

अवर विदेहिं तित्थयरा,
चिहुं दिसि विदिसि जिं केवि ॥
तिआणागय संपइअ, वंदू जिणसव्वेवि ॥३॥
सत्ताणवइ सहस्सा,
लरका छप्पन्न अठ्ठ कोडिओ ।
बत्तिसय बासिआइं, तिअलोए चेइए वंदे ॥४॥
पनरस कोडिसयाइं,
कोडी बायाल लरक अडवन्ना ॥
छत्तीस सहस असिइ,
सासय बिंबाइं पणमामि ॥ ५ ॥

---

## जंकिंचि.

जंकिंचि नाम तित्थं, सग्गे पायालि माणुसे लोए
जाइं जिण बिंबाइं, ताइं सव्वाइं वंदामि.

## नमुत्थुणं

नमुत्थुणं अरिहंताणं भगवंताणं ॥ १ ॥ आइगराणं तित्थयराणं सयंसंबुद्धाणं ॥ २ ॥ पुरिसुत्तमाणं, पुरिससिहाणं, पुरिसवर पुंडरिआणं पुरिसवरगंधहत्थीणं ॥ ३ ॥ लोगुत्तमाणं लोगनाहाणं, लोगहिआणं लोगपइवाणं लोगपज्जोअगराणं ॥ ४ ॥ अभयदयाणं चरकुदयाणं, मग्गदयाणं सरणदयाणं बोहिदयाणं ॥ ५ ॥ धम्मदयाणं धम्मदेसियाणं धम्म नायगाणं धम्म सारहीणं धम्म वर चाउरंत चक्कवट्टीणं ॥ ६ ॥ अप्पडिहयवरनाणदंसण धराणं विअट्ट छउमाणं ॥ ७ ॥ जिणाणं जावयाणं तिन्नाणं तारयाणं बुद्धाणं बोहयाणं मुत्ताणं मोअगाणं ॥ ८ ॥ सव्वन्नूणं सव्वद-

रिसीणं सीव मयल मरुअ मणंत मरकय मव्वाबाह मपुणराविति सिद्धिगइ नामधेयं ठाणं संपत्ताणं नमो जिणाणं जिअभयाणं ॥ ९ ॥ जे अ अइआ सिद्धा, जे अ भविस्संति णागए काले, संपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १० ॥

---

## जावंति चेइयाइं.

जावंति चेइआइं, उड्ढे अ अहे अ तिरियलोए अ सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥१॥

इच्छामि खमा०

---

## जावंत केविसाहू.

जावंत केवि साहू, भरहे रवय महाविदेहे अ
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंड विरयाणं।१।

# परमेष्ठि नमस्कार.

नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः॥

---

## उवसग्गहरं (स्तव-).

उवसग्ग हरं पासं, पासं वंदामि कम्म-घण मुक्कं। विसहर विस निन्नासं, मंगल कल्लाण आवासं ॥ १ ॥ विसहर फुलिंग मंतं, कंठे धारेइ जो सया मणुओ । तस्स गह रोग मारी, दुठ्ठ जरा जंति उवसामं ॥२॥ चिठ्ठउ दूरे मंतो,तुज्झ पणामोवि बहु फलो होइ। नरतिरिएसुवि जीवा,पावंति न दुःख दोगच्चं ॥३॥ तुह सम्मत्ते लद्धे, चिंतामणि कप्पपायवप्भहिए। पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥ इअ संथुओ महायस,

भत्तिप्भर निप्भरेण हियएण । ता देव दिज्ज बोहिं, भवे भवे पास जिणचंद ॥ ५ ॥

---

## जयविअराय.

जयविअराय जगगुरु, होउ ममं तुह पभावओ भयवं । भव निव्वेओ मग्गाणुसारिआ इट्ठफलसिद्धि ॥ १ ॥ लोगविरुद्धच्चाओ, गुरुजण पूआ परत्थकरणं च । सुहगुरुजोगो तव्वयण सेवणा आभवमखंडा ॥ २ ॥ वारिज्जइ जइवि नियाण बंधणं वीअराय तुह समए । तहवि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं ॥ ३ ॥ दुःखखओ कम्मखओ, समाहिमरणं च बोहिलाभो अ संपज्जउ महएअं, तुह नाह पणाम करणेणं ॥ ४ ॥ सर्व

मंगलमांगल्यं सर्वकल्याणकारणं । प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनं ॥५॥

---

## अरिहंत चेइयाणं.

अरिहंत चेइयाणं, करेमि काउस्सग्गं ॥ १ ॥ वंदणवत्तिआए, पूअणवत्तिआए सक्कारवत्तिआए, सम्माणवत्तिआए, बोहिल भवत्तिआए, निरुवसग्गवत्तिआए ॥ २ । सद्धाए, मेहाए, धीइए, धारणाए, वड्ढमाणीए ठामि काउस्सगं ॥ ५ ॥

---

## अन्नत्थ उससिएणं.

अन्नत्थ उससिएणं, नीससिएणं, ख

सिएणं, छीएणं, जंभाइएणं उड्डुएणं, वाय-निसग्गेणं, भमलिए, पित्तमुच्छाए ॥ १ ॥ सुहुमेहिं अंगसंचालेहिं, सुहुमेहिं खेलसंचालेहिं, सुहुमेहिं दिठिसंचालेहिं ॥२॥ एवमाइएहिं, आगारेहिं, अभग्गो, अविराहिओ हुज्ज मे काउस्सग्गो ॥३॥ जाव अरिहंताणं, भगवंताणं, नमुक्कारेणं, न पारेमि ॥ ४ ॥ ताव कायं ठाणेणं, मोणेणं, झाणेणं, अप्पाणं वोसिरामि ॥ ५ ॥

१ નવકારનો કાઉસ્સગ્ગ કરી नमोर्हत् બોલી નીચે પ્રમાણે થાય કહેવી.

---

## थोय.

कल्लाणकंदं पढमं जिणंदं,संतिं तओ ने-

मिजिणं मुणिंदं ॥ पासं पयासं सुगुणिक्कठाणं, भत्तीइ वंदे सिरि वद्धमाणं ॥ १ ॥

આ સિવાય બીજી પણ થોય આવડતી હોય તો બોલી શકાય, પરન્તુ થોયના જોડામાંની પ્હેલી બે થાયોમાંની કોઇ પણ ૧ થોય કહેવી.

## १०८—॥ चैत्यवदंन विधि ॥

ચોથું દ્વાર—(દેવ વંદનમાં) ૩ અવગ્રહ તેની વિગત—જઘન્ય (ઓછામાં ઓછો) અવગ્રહ ૯ હાથ જાણવો. અર્થાત્ મોટા દેહરાસરમાં ભગવંતથી કમીમાં કમી ૯ હાથ દૂર રહી ચૈત્યવંદનાદિક કરવું જોઇએ, અને ઉત્કૃષ્ટ અવગ્રહ ૬૦ હાથ દૂર રહેવારૂપ છે, અને મધ્યમ અવગ્રહ તો ૧૦ થી ૫૯ હાથ સુધીનો જાણવો. અહિં પુરૂષે ભગવાનથી જ-

મણી બાજુએ બેસીને અને સ્ત્રીએ ભગવાનથી ડાબી બાજુએ બેસીને ચૈત્યવંદનાદિ કરવું જોઇએ.

એ પ્રમાણે વિધિ સાચવવી જોઇએ, છતાં કેટલાએક ભાઇઓ મુખ્ય ગભારાની અંદરજ અથવા ગભારાની બાહેર નજીકમાં અથવા વચ્ચે બેસીને ચૈત્યવંદન કરે છે, તેઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે ચૈત્યવંદન કરતાં કમીમાં કમી ૯ હાથ દૂર બેસવું તેજ વિશેષ યોગ્ય છે. વળી ઘરદેહરાસરમાં જગ્યા ટુંકી હોય તોપણ ૧ાા હાથ દૂર બેસવાનું કહેલું છે; માટે જગ્યાની સાનુકૂળતા પ્રમાણે બેસવું. પરંતુ જેમ બને તેમ ભગવાનથી દૂર બેસવું જોઇએ.

૧૦૯—-અહિં છઠ્ઠું ત્રિક ત્રણ દિશા વ-

જવાનું; અર્થાત્ ચૈત્યવંદન કરતાં ભગવાનથી ઉર્દ્ધ્વ (ઉંચી), અધો (નીચી), અને તિર્યગ્ એટલે આડી એ ત્રણ દિશા વર્જીને ફકત ભગવાનની સન્મુખજ નજર રાખવી. પણ ઉંચું, નીચું, આડું, અવળું કે આગળ પાછળ જોવું નહિ.

૧૧૦—તથા सातमुं त्रिक ત્રણ પ્રમાર્જન કરવાનું છે; ત્યાં ચૈત્યવંદન કરવાને જે સ્થાને બેસવાનું હોય તે સ્થાને કોઇ પણ બીજા જીવજંતુની વિરાધના ન થાય તે માટે બરાબર તપાસી કપડાથી (ઉત્તરાસસણથી) ત્રણ વાર તે ભૂમિ પ્રમાર્જીને (પુંજીને) બેસવું.

૧૧૧—ચૈત્યવંદન કરતી વખતે બન્ને ઢીંચણ પાછળ વાળીને તે ઉપર ઉભા રહીને અથવા બેસીને, અથવા જમણો પગ

પાછળ વાળી તે ઉપર બેસી ડાબો પગ ઉભો રાખી ચૈત્યવંદન કરવું જોઇએ.

૧ ૧.૨–તથા પાંચમું દ્વાર ચૈત્યવંદન ત્રણ પ્રકારે કરવાનું છે તે આ પ્રમાણે--

૧–એક શ્લોક, એક ગાથા, અથવા "નમો અરિહંતાણ" ઈત્યાદિ એક પદ કહેવું, અથવા એક નવકારનો કાઉસ્સગ વિધિ કરવો તે જઘન્ય ચૈત્યવંદન કહેવાય.

૨–ચૈત્યવંદન, જંકિંચિ, નમુત્થુણં, જાવંતિચેઇઆઈ, ખમાસમણ, જાવંતકેવિસાહૂ, સ્તવન, જયવિઅરાય, અરિહંતચેઇયાણં, અને અન્નત્થ ઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ કરી નમોર્હત્ કહી એક થોય કહેવી તે

मध्यम चैत्यवंदन કહેવાય.

૩–ત્રણ ચૈત્યવંદન, એક સ્તવન, પાંચ નમુત્થુણં, અને આઠ થોયવડે દેવ વાંદવા તે ઉત્કૃષ્ટ चैत्यवंदन (અથવા દેવ-વંદન) તેની વિધિ આ પ્રમાણે--

## ॥ देव वंदन विधि. ॥

પ્રથમ ખમાસમણ દઇ ઇરિયાવહિ પડિક્કમી, તસ્સઉત્તરી તથા અન્નત્થઉસસિએણં કહી એક લોગસ્સ અથવા ૪ નવકારનો કાઉસ્સગ્ગ કરી કાઉસ્સગ્ગ પારીને લોગસ્સ કહેવો, ત્યાર બાદ ખમાસમણ દઈ બેસીને ચૈત્યવંદન, જંકિંચિ ને નમુત્થુણં કહી અનુક્રમે જયવિઅરાય "આભવમખંડા" સુધી કહેવા. પછી ખમાસમણ દઈ ચૈત્યવંદન, જંકિંચિ, નમુત્થુણં, કહી ઉભા થઇ અ-

રિહંતચેઇયાણું. અન્નથ્થ ઉસસિએણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો, ત્યાર બાદ કાઉસ્સગ્ગ પારી નમો અરિહંતાણં. કહી नमोर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः કહી ગમે તે ૪ થોયોના જોડામાંની પ્હેલી થોય કહેવી. પછી લોગસ્સ, સવ્વલોએ અરિહંતચેઈયાણું, અને અન્નથ્થ ઉસસિએણં કહી, એક નવકારનો કાઉસ્સગ્ગ કરી કાઉસ્સગ્ગ પારીને બીજી થોય કહેવી. ત્યાર બાદ પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં કહી વંદણવત્તિઆએ અને અન્નત્થ ઉસસિએણં કહી ૧ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી. ત્યાર બાદ સિદ્ધાણં બુદ્ધાણં, વેયાવચ્ચગરાણં, અને અન્નત્થ ઉસસિએણં કહી ૧ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી नमोर्हत् કહી ચોથી

થોય કહેવી. ત્યારબાદ બેસીને નમુત્થુણું કહી ઉભા થઇને ઉપર મુજબ બીજી વાર ચાર થોયો કહેવી. પછી બેસીને નમુત્થુણું જાવંતિચેઈયાઇં, ખમાસમણુ, ને જાવંતકેવિસાહૂ કહી નમોર્હત્ કહી સ્તવન અથવા ઉવસગ્ગહરં કહી જયવિઅરાય (આભવમખંડા સુધી) કહેવા. પછી ખમાસમણુ દઇ ચૈત્યવંદન, જંકિંચિ, નમુત્થુણું કહી સંપૂર્ણ જયવિઅરાય કહેવા. ત્યારબાદ પ્રભાતનો વખત હોય તો " મન્હજીણાણું "ની સજ્ઝાય કહેવી. ( પ્રથમ નવકાર એક ગણી સઝાય કહેવી.) મધ્યાન્હે તથા સંધ્યાકાળે દેવ વાંદતાં સઝાય ન કહેવી.

એ ત્રણ પ્રકારમાંથી જેવી સ્થિરતા હોય તેવું ચૈત્યવંદન કરવું. અને તે વખતે આ-

૮મું આલંબન ત્રિક, નવમું મુદ્રા ત્રિક, ને ૧૦ મું પ્રણિધાન ત્રિક સાચવવું.

૧૧૩—આઠમું આલંબન ત્રિક—ચૈત્યવંદનમાં બોલાતાં સૂત્રોના હલકા ભારે ઈત્યાદિક શુદ્ધ ઉચ્ચાર કરવા તે વર્ણાલંબન કહેવાય. ( અક્ષરો શુદ્ધ નહિ બોલવાથી કેટલીક વખતે અર્થનો અનર્થ થાયછે ) તથા તે સૂત્રોના અર્થ ચિંતવવા તે અર્થાલંબન એ પ્રમાણે ૩ પ્રકારે આલંબન ત્રિક સાચવવું.

૧૧૪—નવમું મુદ્રાત્રિક આ પ્રમાણે—બે હાથની દશે આંગળીયોને માંહોમાંહે મેળવી કમળના ડોડાના આકારે બે હાથ જોડીને બન્ને હાથની બન્ને કોણીઓ પેટ ઉપર સ્થાપવી તે પહેલી યોગમુદ્રા કહેવાય. આ મુદ્રામાં રહીને ઈચ્છામિખમાસમણો-

ચૈત્યવંદન-નમુત્થુણં-તથા સ્તવન વગેરે કહેવાય છે.

તથા કાઉસ્સગ્ગાદિ વખતે પગના આગલા ભાગમાં ૪ આંગળનું અંતર રાખવું, અને પગના પાછલા ભાગમાં ૪ આંગળથી ઓછું અંતર રાખી ઉભા રહેવું, અને બે બાહુ ઓને નીચે પ્રસારવી તે जिनमुद्रा કહેવાય. એ મુદ્રામાં રહી કાઉસ્સગ્ગ કરવો ઈત્યાદિ ઉભાં ઉભાં કરવાની ક્રિયા થાય છે.

તથા બે હાથની દશે આંગળીયોને પરસ્પર મેળવીને ( વચમાં ખાલી જગ્યા ન રહે તેવી રીતે મેળવીને) મોતીની છીપના જોડાને આકારે (મોતીની છીપનું સંપુટ જેવી રીતે વળગેલું હોય છે તેવી રીતે અર્થાત્ આખી છીપના આકારે ) બે હાથ મેળવી લલાટે લગાડવા અથવા મસ્તકે લ-

ગાડવા તે **मुक्ताशुक्तिमुद्रा** કહેવાય છે. એ મુદ્રામાં રહી જાવંતિચેઈયાઇં, જાવંતકેવિ-સાહૂ, અને જયવિઅરાય કહેવાય છે. તેમાં જયવિઅરાય આભવમખંડા સુધી કહેતાં બન્ને હાથ લલાટ સાથે લગાડવા, અથવા લલાટ સન્મુખ રાખવા, અને ત્યાર બાદ બન્ને હાથને મુખ સન્મુખ નીચે ઉતારવા. કારણ કે પ્રથમની બે ગાથા ગણધર મહારાજની બનાવેલી છે. અને આગળની ૩ ગાથા પૂર્વાચાર્ય કૃત છે. ( લલાટે હાથ ન લગાડવો પણ લલાટ સામે રાખવો એવો અભિપ્રાય પણ કેટલાએક આચાર્યોનો છે. )

૧૧૫—**दशमुं प्रणिधान त्रिक** તે જાવંતિચેઈયાઇં એ ચૈત્ય વાંદવા રૂપ પ્રથમ જીનવંદન પ્રણિધાન છે, તથા જાવંતકેવિસાહૂ એ મુનિને વાંદવારૂપ બીજું મુનિવંદન પ્ર-

ણિધાન છે, તથા આભવમખંડા સુધી જ. યવિઅરાય તે પ્રાર્થનારૂપ નામે ત્રીજું પ્રણિધાન છે. અથવા મનનું–વચનનું–ને કાયાનું એ ૩ નું એકાગ્રપણું તે પણ ૩ પ્રણિધાન કહેવાય છે.

૧૧૬–છઠ્ઠું પચાંગ પ્રણિપાતદ્વાર તે ખમાસમણ દેતાં બે જાનુ, બે હાથ, અને મસ્તક એ પાંચે અંગ ભૂમિએ લગાડવાં તે પચાંગ પ્રણિપાત કહેવાય.

૧૧૭–સાતમું નમસ્કાર દ્વાર તે અત્યંત મોટા ગંભીર અર્થવાળા ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યદશા પ્રગટ કરનાર એવા નમસ્કાર શ્લોકો તથા કાવ્યો જઘન્ય ૧ થી તે ઉત્કૃષ્ઠ ૧૦૮ સુધી કહેવાં તે નમસ્કાર દ્વાર.

૧૧૮––એ સિવાયનાં બાકીનાં ૧૭ દ્વા-

રની વિગત ફક્ત દેવવંદનના અંગેજ વધુ ઉપયોગી છે, તથા તેનું વિવેચન પણ ઘણું છે. માટે તે દ્વારોની વિગત અત્રે લખવી ઉચિત ધારી નથી. જીજ્ઞાસુ જીવોએ તે દ્વારોની વિગત દેવવંદન ભાષ્યમાંથી જોઇ લેવી. પરંતુ તેમાંની કેટલીએક હકીકત વધુ જાણવાયોગ્ય છે, તેનો સાર પાછળ પરચુરણ ખુલાસાઓમાં લખવામાં આવશે. અને છેલ્લા ૧૦ આશાતનાના દ્વારની વિગત તો પ્રથમજ આપેલી છે.

૧૧૯—ચૈત્યવંદન કરતાં એકથી વધારે માણસો સાથે હોય તો ચૈત્યવંદન અને જંકિંચિ વડીલજ કહે, અને શેષ સૂત્રો જેને આજ્ઞા આપે તે કહે અથવા પોતે કહે. એવી પદ્ધતિ હોવાથી બીજા ભાઇઓએ તેમનો પાસેથી સ્તવનાદિ સૂત્ર કહેવા માટે આજ્ઞા

લેવી, અથવા વડીલ આજ્ઞા આપે તો ચૈત્યવંદન જંકિંચિ કહેવાને પણ હરકત નથી. સૂત્રો કહેવાને માટે વડીલની આજ્ઞા લેવી તે વડીલનો વિનય સાચવ્યો ગણાય છે. અને વડીલનો વિનય પોતાનામાં લઘુતા આવે તોજ થઈ શકે છે, અને લઘુતા ગુણથી કર્મ હલકાં થાય છે, માટે લઘુતા ધારણ કરી વડીલ પાસે આજ્ઞા માગીને સૂત્રો કહેવાં તેજ યોગ્ય છે.

૧૨૦—કાઉસ્સગ્ગમાં પણ ઘણા જણ સાથે હોય તો વડીલે પ્રથમ કાઉસ્સગ્ગ પાર્યા પછી બીજાઓએ કાઉસ્સગ્ગ પારવો, પણ ઉતાવળ કરી તેમના પહેલાં કાઉસ્સગ્ગ પારી લેવો તે યોગ્ય નથી.

૧૨૧—કાઉસ્સગ્ગ કરતાં કેટલાએક ભાઈઓ હાલે છે, આડું અવળું જુએ છે,

આંગળીઓનાં વેઢાં ગણે છે, વળી કેટલાક જોરથી બડબડાટ કરે છે ( હોઠ ફફડાવેછે), પણ તેથી કાઉસ્સગ્ગનો ભંગ થવાથી દોષ લાગે છે; માટે સ્થિરતાપૂર્વક મૌન રહી કાઉસ્સગ્ગ કરવો.

૧૨૨--જો કે ઉત્કૃષ્ટથી તો કોઈ પણ આગાર (છુટ) રાખ્યા વિના દરેક ક્રિયા કરવી ઉચિત છે, છતાં કદાચ તેટલી શક્તિ ન હોય તો જે જે ક્રિયા માટે જે જે આગારો શાસ્ત્રમાં કહેલા છે તે તે આગારો લાચારીથી સેવવા પડે તો ક્રિયાનો ભંગ થતો નથી, તે સમજવાની ખાસ જરૂર છે, માટે કાંઉસ્સગ્ગના ૧૬ આગારો નીચે લખ્યા પ્રમાણે જાણવા.

## काउस्सग्गना १६ आगार.

૧ ઊંચો શ્વાસ લેવો.

૨ નીચો શ્વાસ લેવો.

૩ ખાંસી ખાવી.

૪ છીંક ખાવી.

૫ બગાસું ખાવું.

૬ ઓડકાર આવવો.

૭ અધોવાત ( વા સંચાર ) થવો.

૮ ભમરી (ચકરી) આવવી.

૯ વમન ઉછળવું (પીત્તનો ઉછાળો આવવો.)

૧૦ સૂક્ષ્મ અંગ સંચાર થવો.

૧૧ સૂક્ષ્મ મલ સંચાર થવો.

૧૨ સૂક્ષ્મ દૃષ્ટિ સંચાર થવો(આંખ ફરકાવવી).

૧૩ અગ્નિનો ઉપદ્રવ થવાથી તથા દીવા વગેરેનો પ્રકાશ પડતાં અથવા અગ્નિનો સ્પર્શ થતાં શરીર ઢાંકવું, અથવા ઉઠીને બીજે ઠેકાણે ( પુંજીને ) જવું.

૧૪ દૃષ્ટિ સામે પંચેન્દ્રિયનું છેદન થતું હોય,

અથવા પંચેન્દ્રિય જીવો સ્થાપનાજી અને આપણા વચમાં થઇને આવ જા કરતા હોય તો ઉઠીને બીજે સ્થાને જવું.

૧૫ રાજા અથવા ચોરાદિ તરફથી કોઇ જાતનો ઉપદ્રવ થતાં ધર્મની નિંદા થવા જેવું હોય તો ઉઠીને બીજે સ્થાને જવું.

૧૬ સર્પ, વિચ્છુ વગેરેના ઉપદ્રવથી ઉઠીને બીજે સ્થાનકે જવું.

એ ૧૬ અથવા એવો બીજો કોઈ જરૂરનો આગાર સેવવો પડે તો કાઉસ્સગ્ગ ભંગ ન થાય, પરન્તુ સહજ વાતમાં વારંવાર આગાર સેવવા તે ઉચિત નથી, એ ખાસ ખ્યાલમાં રાખવા યોગ્ય છે; કારણ કે તેવી પ્રવૃત્તિ આજ કાલ વિશેષ જોવામાં આવે છે. (અર્થાત્ સહેજે મચ્છર વા માખી બેસે તો પણ ઉડાડવામાં આવે છે, ચળ ઘણી થાય

તો ખંજાળવામાં આવે છે. પરન્તુ એ વખતે કાઉસ્સગ્ગનો ભંગ થાય છે એમજ જાણવું જોઇએ. )

૧૨૩—તથા કાઉસ્સગ્ગમાં નીચે લખેલા ૧૯ દોષ વર્જવા જોઇએ, તે काउस्सग्गना १९ दोषनां નામ આ પ્રમાણે—

૧—ઘોડાની પેઠે એક પગ ઉંચો અથવા વાંકો રાખી ઉભા રહેવું તે घोटक દોષ.

૨—જેમ વાયુથી વેલી કંપે તેમ શરીરને હલાવવું તે लता દોષ.

૩—સ્તંભ ભીત્યાદિકનો ટેકો લઈ ઉભા રહેવું વા બેસવું તે स्थंभ દોષ.

૪—મેડા નીચો હોય તો તેની છતને (નીચેના તળીયાને) માથું અડાઢી ઉભા રહેવું તે माल દોષ.

૫—ગાહાની ઉધીની માફક અંગુઠા તથા પગની પાની મેળવી ઉભા રહેવું તે ઉધિ દોષ.

૬—પગ ઘણા મોકળા (પહોળા) રાખી ઉભા રહેવું તે निगड દોષ.

૭—ગુહ્ય સ્થાનકે હાથ રાખવો તે शबरी દોષ.

૮—ઘોડાના ચોકડા માફક હાથ રજોહરણે (વાચરવળે) રાખવો તે खलिन દોષ.

૯—નવી વહૂની માફક માથું બહુ નીચું રાખવું તે वधू દોષ.

૧૦—નાભી ઉપર અને ઢીંચણથી નીચે રહે તેવું મોટા પનાનું વસ્ત્ર પહેરવું તે लंबुत्तर દોષ.

૧૧—ડાંસ મસાના ભયથી અથવા અજ્ઞાનથી કે લજ્જાથી સ્ત્રીની પેઠે પેટ છાતી ઢાંકવી તે स्तन દોષ.

૧૨--ઠંડી આદિકના ભયથી સાધ્વીની પેઠે બે ખભા ઢાંકી રાખવા અર્થાત્ ઓઢવું તે સંયતિ દોષ.

૧૩--કંઇપણ સંખ્યાદિક ગણવા માટે આંગળી તથા પાંપણના ચાળા કરવા તે ભમુહંગુલિ દોષ.

૧૪--કાગની પેઠે આંખના ડોળા કીકી ફેરવવી તે વાયસ દોષ.

૧૫--પહેરેલાં વસ્ત્ર પરસેવાદિકથી મલીન થવાના ભયથી ગોપવી રાખવાં તે કપિત્થ દોષ.

૧૬--માથું ધુણાવવું તે શિરઃકંપ દોષ.

૧૭--મુંગાની માફક ઉંઉંકાર કરવો તે મૂક દોષ.

૧૮--હોઠના ફડફડાટ પૂર્વક બડબડવું તે વારુણિ દોષ.

१९—વાંદરાની માફક (ડોક વાળીને) આડું અવળું જોવું તે પ્રેષ્ય દોષ.

ઉપરના ૧૯ દોષ સાધુ અને શ્રાવકે વર્જવા જોઇએ, અને સાધ્વીઓએ ૧૦–૧૧ ૧૨ સિવાયના ૧૬, અને શ્રાવિકાએ ૯–૧૦ ૧૧–૧૨ સિવાયના ૧૫ દોષ વર્જવા જોઈએ. કારણ કે સ્ત્રી વર્ગનું શરીર ઢાંકેલું હોવું જોઇએ.

૧૨૪—ચૈત્યવંદન કરતાં અથવા બીજી કોઇ ક્રિયા પ્રસંગે બોલવું પડે તો ધીમા અને મીઠા સ્વર પૂર્વક શાંત રીતે બોલવું, પરંતુ એકદમ જોરથી બોલીને અથવા ઘોંઘાટ કરીને બીજાને અંતરાય થાય તેવી રીતે બોલવું નહિં. તેમ છતાં પોતાનો સ્વર સારો ન હોય, અને ધીમેથી બોલી શકાય નહિં, તો બીજા માણસોની આવજા ઓછી હોય

તેવા ઉપરના અથવા નીચેના ગભારા આગળ પોતે ક્રિયા કરવી. વળી કોઇ મોટા સ્વરવાળો માણુસ પ્રથમથીજ મુખ્ય ગભારા આગળ બોલતો હોય, અને તેથી જેના ચિત્તની સ્થિરતા ન રહેતી હોય તો તેઓએ પણુ ઉપર મુજબ બીજા ગભારા આગળ ક્રિયા કરવી ઠીક છે, જેથી પોતાને અને પરને બન્નેને અંતરાય પડે નહિં.

૧૨૫—કેટલાએક ભાઈઓને એવો આગ્રહ હોય છે કે બધી ક્રિયા મૂળ નાયકજી આગળજ કરવી. જોકે બની શકે તો તેમ કરવું ઠીક છે, પરન્તુ સંકડાશ હોય અથવા તેવું બીજું કોઈ કારણુ હોય તો જ્યાં પોતાનું ચિત્ત શાંત થઈ શુભ ભાવનામાં રહે તેવા બીજા ગભારામાં અથવા બીજાં પ્રતીમાજી આગળ પણુ તે ક્રિયા કરવી

ઠીક છે. પરંતુ ગિડદી અથવા ધમાલ કરી લડવું અને કલેશ કરવો તે વિવેક કહેવાય નહિં. અને તેથી ભગવંતની આશાતના અને અવિનય થાય છે. અને તેથી પુણ્યને બદલે પાપ થાય છે. ( इति चैत्य वंदन विधि समाप्त ).

૧૨૬—સાંજની વખતે ધૂપપૂજા દીપપૂજા અને ચૈત્યવંદન કરવાનું હોય છે. દીપ પૂજા-માં આરતી મંગળ દીવો ઉતારવો તે બનતા સુધી દિવસ છતાં ઉતારવો, કારણ કે એ કરણી સંધ્યા સમયે કરવાની છે. તથા આરતી અને મંગળદીવો તેને નાભીથી નીચે લઇ જવો નહિ.

૧૨૭—ચૈત્યવંદન થઇ રહ્યા પછી ભગવાન આગળ ગીત ગાન અને નાચ વગેરે કરવો તે સત્તરભેદી પૂજાના અનુક્રમમાં છે,

છતાં કેટલાએક ભાઇઓ તેમ કરતાં શરમાય છે. તથા કેટલાએક ભાઈઓ મોટાઈના ફાંકામાં પણ તેમ કરી શકતા નથી. પણ તેઓએ સમજવું જોઈએ કે નૃત્ય વગેરે કરવાથી પણ ચિત્ત ઉલ્લાસ પામી શુભ ભાવનામાં આગળ વધે તો રાવણ આદિ રાજાઓની માફક તીર્થંકર ગોત્ર બંધાય છે.

૧૨૯—ચૈત્યવંદન કરી રહ્યા પછી નૈવેદ્ય ફળઆદિ ચઢાવેલું હોય તે પર કીડી વગેરે કોઈ જીવ જંતુ ચઢે નહિં તે માટે જે પૂજારી વગેરેને અપાતું હોય તેને આપી દેવું, અથવા તો તે ફળાદિની યોગ્ય વ્યવસ્થા કરવી. અને રોકડ નાણું ચઢાવેલું હોય તેનો કોઈ જાતનો ગેરઉપયોગ ન થાય માટે ભંડારમાં નાખવું.

૧૨૯—ભગવાન આગળ એકવાર ચડા

વેલ નાળીએર તથાં બદામો વગેરે વેચાણ લઈ ફરીથી ચડાવવામાં આવે છે. તે યોગ્ય જણાતું નથી. પરંતુ જે ચીજ આપણે ચઢાવવી છે, ને તે ચીજ તે વખતે પ્રયત્ન કરતાં પણ ન મળી શકતી હોય તો પોતાની ભાવના જાળવવાને માટે (કાયમ રાખવાને માટે) તે ચીજ યોગ્ય કિંમતથી લઇ ચઢાવાય તોપણ ઠીક છે. માત્ર પોતાની ભાવના ખંડિત ન થાય અને દેહરાસરનું નુકશાન ન થાય તેમ વિવેકથી વર્તવું યોગ્ય છે.

૧૩૦—ભગવંત આગળ ચડાવવાની અથવા દર્શન પૂજાના અંગની કોઈપણ વસ્તુ જમીન પર નહિ મૂકતાં રકાબી વગેરેમાં રાખવી, અથવા પાટ પાટલા પર રાખવી યોગ્ય છે.

# परचुरण बाबतो.

૧૩૧—ચૈત્યવંદન કરી રહ્યા બાદ સ્થિરતા હોય તો શાન્તિથી નવકારની આનુપૂર્વી (પાંચ પદની અથવા નવ પદની ટીપ) ગણવી. (નવકારવાળી સફેદ અને સૂતરના પારાની ઉત્તમ ગણાય છે.) નવકારાવલિ ગણતા પહેલાં તેના મણકા ૧૦૮ બરાબર છે કે નહિં તે તપાસી જોવા, કારણ કે કોઇમાં ૧૦૫ મણકા અને મેરૂના ૩ મણકા મળી ૧૦૮ હોય છે, અને કોઇમાં ૧૦૮ મણકા અને મેરૂના ૩ મણકા જુદા મળી ૧૧૧ મણકા હોય છે. પરન્તુ ૧૦૮ મણકાજ ગણવાના હોય છે. મેરૂના ૩ અધિક હોય તે ન ગણવા. વળી નવકારાવલિ અંગુઠા ઉપર રાખી તર્જની (અંગુઠા પાસેની)

અંગુલીથી ફેરવતાં ફેરવતાં ગણવી.

૧૩૨—નવકારાવલિ ગણતાં નવકારવલિનો મેરૂ તેમજ અંગુઠાનો મેરૂ ઉલ્લંઘન થાય નહિં તે ધ્યાનમાં રાખવું જોઈએ. તેની વિગત આ આગળની કલમ પ્રમાણે જાણવી.

૧૩૩—નવકારાવલિનો મેરૂ ઉલ્લંઘન ન થાય તે માટે જે બાજુથી નવકારાવલિ શરૂ કરી હોય તે બાજુ એક વખત પૂરી થતાં ત્યાંથીજ ( મેરૂનું ઉલ્લંઘન કર્યા વિના )પલટાવીને બીજી બાજુથી ગણવી. પરન્તુ સીધીને સીધી ગણી જવી નહિં.

૧૩૪—અંગુઠાનો મેરૂ ઉલ્લંઘન થાય નહિં તે માટે નવકારાવલિ અંગુઠાના નખથી બહાર ઉતરી પડે નહિં તે ખ્યાલ રા-

ખવો, તેમજ અંગુઠાના વેઢાથી ઉપર ચઢી જાય નહિં તે પણ ખ્યાલ રાખવો.

૧૩૫—નવકારાવલિ ગણતાં મન સ્થિર રાખવા માટે નીચે લખેલી રીતે ગણવી ઠીક જણાય છે. પરંતુ તે માટે નવકારાવલિ પણ પ્રથમથીજ તેવા પ્રકારની બનાવી રાખવી જોઇએ.—નવકારાવલિમાં ૧૦૮ મણુકા હોય છે, તેમાં દરેક નવમો મણુકો સફેદ સિવાયના કોઈપણ રંગનો રાખવો. ( અથવા જો નવકારાવલિના મણુકા સફેદ ન હોય ને જે રંગના હોય તે રંગથી ભીન્ન પડતા રંગવાળો દરેક નવમો મણુકો રાખવો. ) અને ગણતી વખતે તે પારો આવે ત્યારે નવપદ સંપૂર્ણ થયાં કે નહિં તે ખ્યાલ રાખવો. (જો તે નવમા મણુકાએ નવ પદ સંપૂર્ણ ન થયા હોય તો

ગણુવામાં ભૂલ પડી છે એમ તુર્ત પરીક્ષા થઈ જાય છે. )

તથા નવકારાવલિમાં ૧૨ મો, ૨૦ મો, અને ૫૬ મો પારો ઉપર જણાવેલ દરેક નવમા પારાના રંગનો અથવા સફેદ સિવાયના કોઇપણ રંગનો રાખવો. અને જેમ નવમે પારે નવપદ પૂરાં થયાનું ધ્યાન રખાય છે, તેમ બારમો પારો આવે ત્યાં ૧૨ ગુણ સહિત અરિહંત ભગવાનને નમસ્કાર કરવો. અને ૨૦ મો પારો આવે ત્યાં ૮ ગુણ સહિત સિદ્ધ ભગવાનને નમસ્કાર કરવો. અને ૫૬ મો પારો આવે ત્યાં ૩૬ ગુણ યુક્ત આચાર્ય મહારાજને નમસ્કાર કરવો. અને ૮૧ મે પારે નવ પદ સંપૂર્ણ થાય છે, તેમજ ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણ પણ પૂર્ણ થાય છે, માટે

તે ૮૧ મો પારો આવે ત્યાં ૨૫ ગુણુ યુક્ત શ્રી ઉપાધ્યાયજી મહારાજને નમસ્કાર કરવો. અને ૧૦૮ મો પારો આવે ત્યાં પણ નવ પદ અને સાધુ મહારાજના ૨૭ ગુણુ સંપૂર્ણ થાય છે માટે (૧૦૮ મો પારો આવે ત્યા) ૨૭ ગુણુ યુક્ત સર્વ સાધુ મહારાજને નમસ્કાર કરવો. કદાચ નવકારાવલિ પોતાની ન હોય, અને બીજી હોય તો પણ ગણતી વખતે આ રીત ધ્યાનમાં રાખવામાં આવે તો ઉપયોગ રહેવાને લીધે ચિત્ત ઘણું સ્થિર રહી શકે છે.

૧૩૬—જો નવકારાવલિ ગણવાની સ્થિરતા ન હોય, અને દેહરાસરમાંથી બહાર આવવું હોય તો ખમાસમણુ દઇ, મસ્તક નમાવીને, "હે જીનેશ્વર ભગવાન! આપનાં દર્શન પૂજા કરતાં જે કંઈ અવિધિ

થઈ હોય, અથવા ૮૪ આશાતનામાંની કોઇપણ આશાતના થઇ હોય તે સર્વ હું મન વચન કાયાએ કરી મિચ્છા.મિદુક્કડં" એ પ્રમાણે કહી અવિધિ આશાતના ખમાવવી. તેમજ તે વખતે જે અવિધિ આશાતના થઈ હોય, તે યાદ કરી ફરીથી તે ન થાય તેવી કાળજી રાખવી. ત્યાર બાદ ઉભા થઇને અથવા બેસીનેજ નીચેની ભાવના ભાવવી—

હે ભગવાન! આપનાં દર્શન તથા સેવા પૂજા કરવાનું પ્રયોજન એ છે કે આપના જેવા સર્વ ગુણોને હું પ્રાપ્ત કરી શકું, વળી સર્વ ગુણો તો દૂર રહ્યા પરંતુ તેમાંનો [1]એક પણ ગુણ હું યથાર્થ રીતે પ્રાપ્ત

---

[1] આ ભાવના જે વખતે ભાવતા હોઇએ, તે વખતે પોતાના આત્મામાં જે મોટા મોટા દુ-

કરી શકયો નથી, તેથી આપની આ સેવા પૂજા મોક્ષફળને આપવાવાળી છે, છતાં પણ મારા પ્રમાદને લઇને કંઈ પણ ફળ આપી શકતી નથી. માટે હું વારંવાર પ્રયત્ન કરીને આપની સેવા પૂજાનાં આલંબનથી મારો આત્મા જો આપના જેવા એક પણ સદ્ગુણને યથાર્થ રીતે પ્રાપ્ત કરે તો આપની સેવા પૂજાની મને સાફલ્યતા મલે. પરંતુ કથન માત્રથી કાંઇ નથી, કૃતીમાં (વર્તાવમાં) મૂકું તોજ સાર્થક થાય.

૧૩૭—દેહરાસરમાં દરેક કાર્ય કરતાં બેસતાં, ઉઠતાં, જતાં, આવતાં ભગવંતને પૂઠ ન પડે તે માટે કાળજી રાખવી. કારણકે પૂઠ પડવાથી મોટો અવિનય થાય છે. તેમ

---

ગુંહો હોય તેને યાદ કરી તે છોડવા સંબંધિ ભાવના ભાવવી.

છતાં કોઇ જગ્યાએ પ્રભુને પુઠ પડે તેવુંજ સ્થાન હોય તો બનતા સુધી દેહરાના કાર્યવાહકોએ તેવે સ્થળે પડદા રાખવા જોઈએ. વળી પ્રભુનાં દર્શન પૂજા કે ચૈત્યવંદન કરી બહાર નિકળતાં પ્રભુને પૂઠ દઈને નિકળવું નહિં, પણ ભગવંત તરફ મુખ રાખીને પાછે પગેજ બહાર નિકળવું જોઈએ. આ પ્રવૃત્તિ ઘણા ભાઇઓ સાચવી શકતા નથી તો કાર્યવાહકોએ બીજાં પડખાનાં દ્વાર ઉઘાડાં રાખવાં જોઇએ કે જેથી એ પૂઠ નહિ દેવાની પ્રવૃત્તિ સહેલથી જાળવી શકાય. દેહરાસરને એ પ્રમાણે ૩ દરવાજા રાખવા જોઇએ, જેથી પૂઠ નહિં દેવાનો વિધિ માર્ગ સારી રીતે સાચવી શકાય. (પરન્તુ આ પરથી એમ ન જાણવું કે મોટા તીર્થાદિ દેહરાસરોમાં ૩ દરવાજા રાખવાનું કારણ

પણ એજ હોઈ શકે. કારણકે ત્રણ દરવાજા રાખવામાં તો શાશ્વત તીર્થોનું અનુકરણજ છે. અર્થાત્ શાશ્વત દેહરાસરોમાં પ્રાયઃ ઘણે ખરે સ્થાને પૂર્વ દક્ષિણ ને ઉત્તર એ ત્રણ દરવાજા હોય છે. માટે અત્રે પણ મોટા દેહરાસરોમાં ૩ દરવાજાની કૃતિ થાય છે). પુનઃ ત્રણ દરવાજા હોવાથી સ્ત્રીઓ ડાબે દરવાજે અને પુરૂષો જમણે દરવાજે પરસ્પર મર્યાદા સાચવવા પૂર્વક નિકળી શકે છે. એ વાત હાલમાં તદન ભૂલી જવા જેવું થયું છે.

૧૩૮—દેહરાસરમાં દરેક કાર્ય કરતાં બેસતાં ઉઠતાં જતાં આવતાં ઘણા લોકો બેદરકારીથી બીજા ભાઈઓને આડ પડે તેમ વર્તે છે. તેથી બીજાને ક્રિયા કરતાં

અંતરાય થાય છે. માટે તેઓને અંતરાય ન પડે તેવી રીતે બાજુના ભાગથી અથવા પાછળના ભાગથી જવા આવવાનો ખ્યાલ રાખવો જોઇએ.

૧૩૯—સુખ શાન્તિ નિમિત્તે અથવા કોઇ કોઈ રોગાદિકના કારણે ભગવાનનું પવિત્ર ન્હવણ જળ ( સ્નાત્રજળ ) અથવા શાંતિજળ આંખે અને મસ્તકે નાભિથી ઉપરના અંગોએ લગાડવાનો સંપ્રદાય છે, પરન્તુ કેટલાએક ભાઇઓ તે સ્નાત્ર જળને નાભિથી નીચે પણ ગમે તે અંગે લગાડે છે, તે યોગ્ય જણાતું નથી. કારણકે નાભીથી નીચે લગાડવામાં પ્રભુના સ્નાત્ર જળનો અવિનય થાય છે. કારણ કે સામાન્ય રીતે નાભી નીચેનું અંગ શાસ્ત્રમાં અશુભજ માનેલું છે. તેમજ સ્નાત્રજળ જમીન ઉપર ઢળે નહિં

અને અંડોળાય (ઉલ્લંઘન થાય) નહિં તે ખાસ ખ્યાલમાં રાખવું. કેટલાએક ભાઇઓ ભગવંતનું ન્હવણ જળ પીતા જણાય છે, પણ તે વિચારવા યોગ્ય છે. કારણકે જ્યારે ભગવંતને અર્પણ કરેલી અથવા પોતાની પાસે રહી ગયેલી સચિત્ત વસ્તુ પણ આપણા ખપમાં આવતી નથી, તો ભગવંતના અંગ ઉપર ચઢેલું સ્નાત્ર જળ પીવાય કેવી રીતે? નાભીથી ઉપરના અંગ ભાગમાં ( મુખ્યત્વે તો મસ્તકેજ ) સ્નાત્ર જળ લગાડતાં નીચે લખેલી ભાવના ભાવવી.

હે જીનેશ્વર ભગવાન! આપ પોતે તો અમારા મોહાદિ ભાવરોગોને ટાળનાર છોજ, પરન્તુ આપનું સ્નાત્ર જળ પણ અમારા દ્રવ્ય રોગોને દૂર કરી અનાદિ ભાવરોગને પણ પરંપરાએ દૂર કરનાર થાય છે.

૧૪૦—દેહરાસરમાં વા સંચર થવાથી મોટી આશાતના થાય છે, માટે તે ન થાય તેવી કાળજી રાખવી. અથવા જે વખતે તેવી શંકા થાય તે વખતે તુર્તજ દેહારાસરથી, અને ન બની શકે તો ગભારાથી અવશ્ય બહાર નિકળી જવું. ( આ બાબતમાં જુદા જુદા અભિપ્રાય છે. માટે જેમ આશાતના ન થાય તેમ બનતા પ્રયત્ને વર્તવું યોગ્ય છે.)

૧૪૧—કેટલીએક વખત ઘણાં નાનાં બાળકોને દેહરાસરમાં ઘણો વખત રાખવાથી પિસાબ ઝાડાની અશુચિ થાય છે, અને તેથી મોટી આશાતના થાય છે, માટે તેમનાં માત પિતાઓએ ધ્યાનમાં રાખવું કે નાનાં બાળકો સહિત દેહરાસરમાં ઘણો વખત ટકવું નહિં.

૧૪૨—કેટલીક વખત સ્રીઓને દેહરા-

સરમાં ઋતુ ( અટકાવ ) પ્રાપ્ત થાય છે, તેથી પણ મોટી આશાતના થાય છે. માટે બનતા સુધી સ્ત્રીઓએ અડકાવનો વખત અતિ નજીક જાણીને દેહરાસરમાં લાંબો વખત શોભવું નહિં. અને જો અત્યંત નજીક અ- ડકાવનો વખત આવેલો છે એમ જણાય તો દેહરાની બહાર રહીનેજ દર્શન કરવાં વિશેષ યોગ્ય છે. આ બાબત સ્ત્રીઓએ ઘણો ખ્યાલ રાખવાનો છે. પરન્તુ તેવી બાબત અત્રે ખુલાસાથી લખવી ઠીક નહિં, માટે બાઇઓએ પોતાના તરફથી થતી આશાતનાઓ દૂર કરવા માટે પૂરતી કાળજી રાખવી જરૂરની છે.

૧૪૯—દેહરાસરમાં બાળકો તરફથી ઝાડા પેસાબની અને સ્ત્રીઓ તરફથી ઋતુ આ-

દિની આશાતના થઈ જાય છે, તેવા વખતે કેટલાએક લોકો બેદરકાર રહી સ્વચ્છતા કરતા નથી તે અનુચિત છે, માટે તેની કોઈ પણ આશાતના જે જે જગ્યાએ થઈ હોય, તે બને તો પોતાની જાતે, અથવા પોતાના માણુસ પાસે, અથવા દેહરાસરમાં કાજો આદિ કાઢનાર માણુસ પાસે તે જગ્યા પ્રથમ દૂધથી ધોવરાવી પુનઃ પાણીથી ધોવરાવવી. અને તે જગ્યાએ બને તો દશાંગી ધૂપ કરવો, અને ન બને તો છેવટે અગરબત્તીનો પણ ધૂપ કરવો.

૧૪૪—ભગવંતના પૂજારી તથા બીજું કામ કરનારાઓ તથા ફુલ લાવનાર માળી સાથે પૈસા તેમજ બીજી કોઇપણ બાબત માટે તકરાર કરી તેમના જીવને સંતાપ ઉપજાવવો નહિં. કારણકે તેમ કરવાથી

તેઓ ઉત્સાહથી કાર્ય કરી શકે નહિં, પરન્તુ જ્યારે તેમની કંઈ કસુર જણાય ત્યારે તેમને સભ્યતાથી સમજાવવા જોઇએ, તેમ છતાં ન માને તો દેહરાસરના કાર્યવાહકોને તે બાબત જણાવવી, અને તેમ છતાં પણ યોગ્ય બંદોબસ્ત ન થાય તો પોતાની જાતે બને તેટલું કરવું. અને બાકીના કાર્ય માટે મૌન અંગીકાર કરવું તેજ ઠીક છે.

૧૪૫—કેટલાએક ભાઇઓ પોતાની ઉતાવળને લીધે પૂજારી તથા બીજા કામ કરનારાઓના હાથમાં પખાલાદિનું ગમે તેવું કાર્ય હોય છતાં પણ પોતાનું કામ કરાવવા હુકમ કરે છે, અને ઢીલ થાય તો વખતે લડી પડે છે. તેઓએ ખ્યાલ રાખવો જોઈએ કે ભગવાનનું પૂજા સંબંધિ દરેક કાર્ય પોતાને હાથેજ કરવાનું છે. કારણ

કે ભગવાનની ભક્તિ પોતાના આત્મકલ્યાણુ માટે કરવાની છે. માટે તે પૂજા સંબંધિ કાર્યમાં પૂજારીઓપર હુકમ ચલાવી તેઓની સાથે લડવું યોગ્ય નથી. આગળ તો પૂજારીઓ વગેરેને ફક્ત પાણી લાવવું, કેસર ઘસવું ઈત્યાદિ કાર્યમાં મદદ કરવા માટે જ રાખવામાં આવતા હતા, તેને બદલે આજે આપણે સર્વ કામ તેમને સોંપી દીધું છે. તો પછી તેઓ કામથી નિવૃત્ત હોય, અથવા કંઇ સાધારણ કામ કરતા હોય, તેવા વખતે આપણું કાર્ય કરી આપે, બાકી સર્વ કાર્ય તેઓનાથી બની શકે નહિં. તેમજ આપણે પણ પખાલ વગેરેનું સર્વ પૂજાનું કાર્ય સોંપવું, અને આપણે માત્ર નવ અંગે તિલક કરીનેજ ભગવાનની ભક્તિ કરી માનવી તે યોગ્ય નથી.

१४६—કેટલાએક ભાઇઓ પૂજા કરવા જતાં, તેમજ પૂજા કરી રહ્યા પછી પૂજાનાં કપડાં કાંબલી વગેરે જેમ તેમ રખડતાં મૂકી દે છે, તેથી કેટલીક વખત બીજા ભાઇઓ-ના પગમાં આવવાથી ખરાબ થાય છે. માટે કપડાંને સંકેલી યથા યોગ્ય સ્થાનકે મૂકવા-નો ખાસ ખ્યાલ રાખવાની જરૂર છે.

१४७—કેટલાએક ભાઇઓ દેહરાસર-રમાંથી નિસરતાં "आवस्सहि" કહે છે. પ-રન્તુ એ સંબંધિ ખ્યાલ રાખવો જોઇએ કે દેહરાસરમાંથી નિકળતાં "आवस्सहि" એ પદ પોસહધારી શ્રાવક અને મુનિ મહારા-જનેજ કહેવાનું હોય છે, પરન્તુ દરેક શ્રાવકને કહેવા માટે નથી. અતિચારમાં પણ ૧૧મે પોષધ વ્રતના અતિચાર આલોવતાંજ " देहरासरमां पेसतां निसरतां निसि

आवस्सा. कहेवी विसा ी. " એ અતિચાર આલોવ્યો છે, પરન્તુ દર્શનાચારના આઠ અતિચારમાં એ અતિચારની આલોચના કરી નથી. જો દરેક શ્રાવકને आवस्सहि પદ કહેવા યોગ્ય હોત તો દર્શનાચારના આઠ અતિચારમાંજ પૂર્વોક્ત અતિચાર આલોચવાનું લખત, પરંતુ તેમ નહિં હોવાથી સ્પષ્ટ સમજાય છે કે પોસહધારી સિવાય બીજા શ્રાવકે દેહરાસરથી બહાર નિકળતાં आवस्सा. પદ ન કહેવું.

૧૪૮—કેટલાએક ભાઇઓ ગાડરિયા પ્રવાહ પ્રમાણે ખાસ કરીને તીર્થો ઉપર તે- મજ બીજાં પણ મોટાં દેહરાસરો ઉપર તથા ધર્મશાળા–ઉપાશ્રય આદિ ધર્મસ્થા- નોમાં પણ ભીંતોપર અથવા જમીન ઉપર પોતે ત્યાં ગયાની યાદી માટે કોયલા વગે-

રેથી પોતાનાં ગામ નામ અને ઠામ લખે છે, તેમજ ચપ્પુ વગેરે શસ્ત્રથી પોતાનાં નામ વગેરે કોતરે છે, પરંતુ તેમ કરવાથી લખેલ અક્ષર રૂપ જ્ઞાનની અને તીર્થાદિ સ્થાનોની પણ આશાતના થાય છે, અને તે મકાનો ખરાબ થવાથી આપણે દોષિત થઇએ છીએ, માટે તેવી રીતે તીર્થાદિ સ્થાનોની ભીંતો વગેરે કોયલાદિકથી નહિં બગાડવી એ વિનંતિ છે.

૧૪૯—ધર્મ કાર્ય સંબંધિ કુંકુમપત્રિકાઓ (કંકોત્રીઓ) તથા બીજી કોઈ ખબરોના કાગળો સર્વ સંઘને જાણ કરવા માટે ઘણે ભાગે દેહરાસર વગેરે ધર્મસ્થાનોએ ચોડવામાં આવે છે, પરન્તુ તે કાગળો સ્તંભ ભીંત વગેરે જુદે જુદે સ્થાને ચોડવાથી કોઇ કોઈ કાગળોની તો કેટલાએક

ભાઇઓને ખબર પણ પડતી નથી. તેમજ મકાનો પણ ખરાબ થાય છે. તેથી તેવા ધાર્મિક ખબરોના કાગળો ચોડવા માટે તે તે મકાનના કાર્યવાહકોએ સૌની નજર પડે તેવી જગ્યાએ લોખંડનું અથવા લાકડાનું પાટીયું લગાડવું, અને જેને કોઇપણ કાગળ લગાડવો હોય તે પાટીયા ઉપર લગાવે તેવી સૂચના પણ લખી રાખવી, જેથી મકાન બગડે નહિં, અને સર્વને જાણવામાં પણ આવી શકે.

૧૫૦—કેટલીક જગ્યાએ ભગવાનના ન્હવણનું પાણી નાખવાને માટે દેહરાસરોમાંજ કુંડીઓ કરાવવામાં આવે છે, અને તેમાં રેતી નખાવવામાં આવે છે, પણ તે જગ્યા નાની ને સાંકડી હોવાથી તેમજ ન્હવણમાં ફુલ ચોખા આદિ આવવાથી તે·

માં ઝાડો ઉગે છે, તથા જીવાત પડતી જોવામાં આવે છે. તેથી ન્હવણનું જળ બની શકે તો શહેર બહાર કોઈ સ્વચ્છ જગ્યામાં કે જ્યાં મનુષ્યાદિકના સંચારથી પગ નીચે ચંપાવાદિ કોઇ આશાતના ન થાય તેવા પ્રકારે જલદી સૂકાઇ જાય તેમ છૂટું છૂટું નંખાવવા ગોઠવણ કરવી જોઇએ. કેટલાએક ભાઈઓ એમ સમજે છે કે પ્રભુના ન્હવણનું જળ અંડોળાય(ઓળંગી જવાય)તો દોષ લાગે પણ મારી ધારણા પ્રમાણે સૂકાઈ ગયાપછી તે દોષ ગણાતો નથી. તેમ છતાં તે પ્રમાણે ન બની શકે તો કુંડીઓ એવી મોટી રાખવી કે બનતા સુધી તેજ દીવસે સુકાઇ જાય. અને વખતો વખત જીવ પડતા પહેલાં જુની રેતી કઢાવી નાખી નવી રેતી નંખાવવા ખાસ કાળજી રાખવી. તેમજ

ન્હવણુ નાખનારાઓને તાકીદ આપવી કે તે ગળીને લાવે કે જેથી ન્હવણુ જળમાં પુલ ચોખા રહેવા પામે નહિં, અને તેથી જીવાત ઉપજવાનો પણ પણ સંભવ રહે નહિં; તથા એકજ જગ્યાએ નહિં નાખતાં છૂટું છૂટું નાખવાની સૂચના આપવી. નહિં તો તે કુંડી સાફ કરાવતાં રેતીની માટીથી ઉત્પન્ન થયેલાં ઝાડની તથા પુલ ચોખાથી પડેલી જીવાતની હાની થાય છે.

૧૫૧—કેટલીએક વખત પૂજા કરવા માટે જોઇએ તે કરતાં પણ ઘણું કેસર લેવામાં આવે છે, ને ઉપયોગમં થોડું આવે છે જે-થી કેસર ઘણું વધે છે, ને નકામું કાઢી નાખવામાં આવે છે, માટે ઉપયોગ પૂર-તુંજ કેસર લેવું જોઇએ, અને જરૂર પડે તો બીજી વાર લેવું; પરન્તુ પ્રથમથી વધારે

કેસર લઈ બગાડવું નહિં.

૧૫૨--કેટલાએક ભાઇઓ સવારમાં સૂર્યોદય ન થયો હોય ત્યાર પહેલાં અંધારામાંજ પ્રભુની પખાલ પૂજા કરવા માંડે છે. પરન્તુ તે અવસરે સૂર્યનો પ્રકાશ નહિ હોવાથી જીવ જંતુની જયણા સારી રીતે સચવાઈ શકતી નથી, માટે બહુ વહેલાં અંધારામાં પ્રભુની પખાલ પૂજા કરવી ઉચિત નથી.

૧૫૩—કેટલાએક ભાઇઓ તથા બાઇઓ પોતાના નાના બાળકોને દેહરાસરમાં દર્શન કરવા માટે લાવે છે તે ઘણી સારી વાત છે, પરન્તુ મા બાપનું ધ્યાન ચૈત્યવંદન કે પૂજામાં લાગેલું હોય છે તે વખતે નાના બાળકો અણુસમજથી પ્રભુને ચઢાવવાનાં પુષ્પ સુંઘે છે, બદામ સોપારી પતાસાં વ-

ગેરેનો ખાવાગાં ઉપયોગ કરે છે, માટે તે બાબતનો માત પિતાએ ખ્યાલ રાખવો. અને સમજી શકે તેમ હોય તો પ્રથમથીજ બાળકને સમજાવવું જોઇએ જેથી દેવદ્રવ્ય-નો બિગાડ ન કરી શકે.

૧૫૪—તથા પૂજાને માટે જે કપડ માં આહાર હોય તેવાં કપડાંને પ્રથમથી ધોબી-ને ત્યાં ધોવરાવીને, અગર બીજી કોઇ રીતે કપડાંનો આહાર કાઢીને, ત્યાર બાદ તે કપડાંનો પૂજામાં તથા અંગલૂહણા વગેરેમાં ઉપયોગ કરવો ઠીક છે. જે કપડું તદન નવું કોરૂં લીધું હોય તે કપડાને પણ પ્રથમ ધોયા બાદ પૂજાના ઉપયોગમાં લેવું યોગ્ય છે.

૧૫૫—જે ભાગ્યશાળીઓને ઘેર ગૃહ-ચૈત્ય ( ઘર દેહરાસર ) હોય તે ભાઈઓએ

પોતાના ઘર દેહરાસરના ચોખા બદામ વગેરે સર્વ અર્પણ કરેલું દ્રવ્ય (દેવદ્રવ્ય) સંઘ ચૈત્યમાં (મોટા દેહરાસરમાં) અર્પણ કરવું જોઇએ, પરન્તુ તે દ્રવ્યનો બીજી કોઇ રીતે ઉપયોગ કરવો વ્યાજબી નથી. એ ગૃહચૈત્ય સંબંધની વિશેષ વિધિ શ્રાદ્ધ વિધિ વગેરે ગ્રંથોથી જોવી.

૧૫૬—પુષ્પો ધોવામાં, કેસર ઘસવામાં, તથા પખાલ આદિ કરવામાં, વિના વિચાર્યે કેટલીક વખતે ઘણું પાણી નકામું વાપરવામાં આવે છે. માટે ખપ પૂરતુંજ પાણી વાપરવું જોઈએ, અને કાર્યવાહકોએ બનતા સુધી પાણીનાં વાસણો નળ વાળાં રાખવાં કે જેથી પાણી ઓછું બગડે.

૧૫૭—કેટલાંએક દેહરાસરોમાં ચાંદીના મંડપો ચોક્કસ બેસાડી દીધેલા હોય છે,

પણ તેની આજુબાજુ તથા ઉપરના ભાગોમાં ઉંદરો સુતરે છે, અને લીંડીઓ મૂકી ઘણી ખરાબી કરે છે, અને ચોખા બદામ ફુલ વગેરે લઈ જઈને તેમાં એકઠાં કરે છે, તેમજ તેની નીચે પણ વાસી પાણી ફુલ વગેરે ભરાઈ રહે છે, અને તે હંમેશાં બરાબર સાફ થતાં નથી, તેથી કેટલીક વખત દુર્ગંધ પ્રસરે છે, અને જીવાત થવાનો પણ સંભવ રહે છે, માટે તે જગ્યા હમેશાં બરાબર સાફ થાય તેવી ગોઠવણ કરવી. અથવા તો તે ચાંદીના મંડપ છૂટા રાખવા, અને જ્યારે પર્વ દિવસ અથવા આંગી પૂજા વગેરેનો અવસર હોય ત્યારેજ ચઢાવવા.

૧૫૮—આંગી રચાય છે તેમાં કેટલેક ઠેકાણે પ્રથમ ચડેલા કટોરાની આજુબાજુ તથા બાદલાનાં ફુલ અને રેશમનાં ફુલ વ-

ગેરેની પાછળ લાગી રહેલ કેસર સુખડ બરાબર સાફ કરી લઈ લેવામાં આવતું નથી, તેથી બીજી વાર વાસી કેસર ચડવાના સંભવથી આશાતના થાય છે. માટે તે કટોરાઓને લાગેલું કેસર સુખડ બરાબર સાફ કરવું જોઈએ, અને ઠીક રીતે સાફ થયા બાદ તે કટોરાની આંગી રચવી જોઇએ. તેમજ વરખ, બાદલું, કટોરા, અને ચીમટો આદિ આંગીનો સામાન પાટ અથવા જમીન ઉપર મુકવામાં આવે છે, પણ તે વ્યાજબી નથી. માટે તેવી ચીજો રકાબી વગેરે વાસણમાં રાખવી, અને જમીન પર પડી ગઇ હોય તો તેને ધોઈ ધૂપ દઇને સાફ કરીને વાપરવી.

૧૫૯—લોખંડ સીસું વગેરે કેટલીએક કનિષ્ટ ધાતુઓ ભગવાનને અંગે ચઢાવાય

નહિં છતાં કેટલાએક ભાઇઓ વિના સમજથી લોખંડનાં ઢાંકણુાંની ઘડીઆળો તથા લોખંડનાં રંગીન પત્રાં કે જેના ડાક બને છે, તે આંગી વખતે ચઢાવે છે. તે ભગવંતની ભક્તિ અને શોભામાં વધારો કરનાર હોવાથી સર્વથા અયોગ્ય છે, એમ સમજવું યોગ્ય લાગતું નથી.

૧૬૦—શાસ્ત્રમાં ૧૭ ભેદી પૂજામાં વસ્ત્ર પૂજા આવે છે, તે પરથી અનુમાન થાય છે કે પહેલાં વસ્ત્ર પૂજાની પ્રવૃત્તિ હતી, પરન્તુ તે કઇ વ્યવસ્થાએ હતી? તે સંબંધિ મને કંઇ વિશેષ માહિતી નથી. કદાચ ઉનના અથવા કપાસના કે રેશમના વસ્ત્રનું અંગરખું જામો ઇત્યાદિક પદ્ધતિએ પ્રથમ પૂજા થતી હોય તો અન્ય દર્શનીના સરખો દેખાવ થવાથી બંધ થયેલી હોય એમ સ-

મજાય છે. પરન્તુ હાલ કેટલેક સ્થાને રેશમ અને મખમલના વસ્ત્ર પર આંગી ભરવામાં આવે છે, ને અન્ય દર્શની સદૃશ દેખાવ પણ થતો નથી, તો તેવી રીતે મખમલ વગેરે પર આંગી ભરવી યોગ્ય છે કે કે કેમ? તે પણ કોઇ નિપુણ પુરૂષને પૂછી ખુલાસો કરવા યોગ્ય છે.

૧૬૧—કેટલાંક દેહરાસરોમાં ગ્યાસ મીણબત્તી-વિજળી-અને ગ્યાસતેલના દીવા બાળવામાં આવે છે, પરંતુ કોઇપણ દુર્ગંધ ફેલાય તેવો દીવો પ્રભુ આગળ રાખવો તે વ્યાજબી નથી. અને સૌથી ઉત્તમ તો ઘીજ છે, અને તેથી ઉતરતું કોપરેલ છે. પરંતુ અહિં એક બાબત વિચારવાની છે કે રંગ મંડપમાં જ્યાં જ્યાં કોપરેલ બાળવામાં વાંધો લેવામાં આવતો નથી, ત્યાં દેશી મીણબ-

ત્તીનો ( કે જેમાં ચરબી વગેરે અશુદ્ધ પ દાર્થો આવતા નથી એમ જણાય છે તેનો ) વાંધો કેમ લઇ શકાય ? તેમજ વિજળીનો દીવો મારા સમજવા પ્રમાણે કંઈ બાધ કર્તા નહિ હશે. પુન: વિજળીનો દીવો ઠંડો હોવાથી અને તેજસ્વી હોવાથી જીવ રક્ષ: અને શોભા સારી રીતે થઇ શકે છે, તેમજ ઘણી ખટપટ પણ રહેતી નથી. ગમે તે વખતે પ્રયોજન પડયે દીવો થઈ શકે છે; તો તે સંબંધિ વાંધો કેમ લેવામાં આવે છે તે સમજાતું નથી. પરંતુ ગભારાની અંદર વિજળીનો દીવો બાળવામાં આવે છે તે વ્યાજબી નથી. કારણકે ગભારામાં તો ઘીનો જ દીવો ઉત્તમ છે.

૧૬૨—આંગી રચવામાં આવે છે ત્યારે રોશની પણ ઘણીજ કરવામાં આવે છે, અ-

ને તે વિશેષ શોભાને અર્થેજ છે, પરંતુ તે વખતે પણ જોઈએ તેવી જયણા સચવાતી નથી, માટે જેમ બને તેમ જીવ રક્ષા સચવાય તેવો પ્રયત્ન કરવો. ભક્તિ પ્રસંગે પણ વિવેક ને જયણાની જરૂર છે.

૧૬૩—રોશની ફરતી વખતે ગ્લાસોમાં ઘી અથવા કોપરેલની નીચે શોભા માટે રંગીન પાણી નાખવામાં આવે છે, પરંતુ તે પાણી તેજ દિવસે નહિં કાઢી નાખવાથી વાશી થાય છે, માટે દેહરાસર મંગલિક થયા બાદ તુર્તજ તે ગ્લાસોમાંથી ઘી અથવા કોપરેલ જૂદું કાઢી લઈ નીચે રહેલા ગરમ પાણીને કોઇ જીવની હીંસા ન થાય તેવી રીતે જમીન પર રેડી દેવું, અને ગ્લાસો મંજાવીને સાફ કરાવવા. છતાં કદાચ તેમ ન બની શકે તો પ્રથમથીજ પાણીમાં ફટકી

ચુનો નાખી મૂકવો, જેથી બીજે દીવસે તે પાણી રહી જાય તોપણુ અડચણુ નહિં.

૧૬૪—કેટલીક વખત ગ્લાસો, હાંડીઓ ઝુંમરો વગેરે ઘણુાંજ ભાગ્યાં તૂટયાં વપરાય છે, તેથી દેખાવ ઘણોજ ખરાબ લાગે છે, માટે સારાં અખંડ વાપરવા ધ્યાન રાખવું. તથા રોશની કરતાં હાંડી ગ્લાસ વગેરેને સાફ કરવાની મહેનત ન થાય તો જીવહાનિ તથા ફુટી જવાનો સંભવ રહે છે. વળી જ્યાં સુધી ઘી અને કોપરેલ વપરાય ત્યાં સુધી તો ઠીક; પરંતુ વર્તમાન સમયમાં જે મીણુબત્તીઓ થાય છે તે પણુ જો પવિત્ર હોય તો તેનો ઉપયોગ કરવો પણુ ઠીક સમજાય છે.

૧૬૫—આંગી રચવાનો હેતુ એવો જ ણુાય છે કે હંમેશ કરતાં તે દિવસે ભગવાનનાં

દર્શન કરવાથી વિશેષ આલ્હાદ થાય, અને તે દિવસે ઘણા માણસો દર્શનનો લાભ લઇ વિશેષ પુણ્ય ઉપાર્જન કરે, તેને બદલે આ-જ કાલ ઘણા ભાઇઓ આંગી ઉપર ચડેલી વસ્તુઓ કેવી સારી છે! તથા દેહરાસરમાં રોશની કેવી સારી છે! તેટલાજ માત્રથી આનંદ માની સ્વકર્તવ્ય સંપૂર્ણ થયું સમજે છે. માટે અત્રે સમજવાનું એ છે કે આંગી વગેરેની પ્રશંસા કરવાથી જો કે લાભજ છે, પરન્તુ તે સાથે ભગવંતના ગુણોના સ્મર-ણથી પોતાના આત્મા સાથે પણ તેવા ગુ-ણોની પ્રાપ્તિ માટે ભાવના ભાવવી જોઇએ, કે જેથી પોતાના આત્માની પ્રગતિ ( ઉ-ન્નતિ ) થાય.

ભગવાનની આંગી દેખીને ચિંતવવાની

भावना—

હે જીનેશ્વર ભગવાન ! આપ જ્ઞાન, દર્શન, ચારિત્રયુક્ત છો, અને હું જ્ઞાન, દર્શન, ચારિત્ર રહિત છું. આપે જ્ઞાનાવરણુ-દર્શનાવરણુ-વેદનીય-મોહનીય-આયુ-નામ-ગોત્ર અને અંતરાય એ આઠ કર્મની ૧૫૮ પ્રકૃતિ ક્ષય કરી કેવલજ્ઞાન પામી મોક્ષસ્થાન પ્રાપ્ત કર્યું છે. તો મારો પણુ એવો દિવસ ક્યારે આવે કે હું પણુ તે ૮ કર્મની. ૧૫૮ પ્રકૃતિ ખપાવી કેવલજ્ઞાન પામી મોક્ષસ્થાન પ્રાપ્ત કરૂં. આપે દાન-શીલ-તપ-ને ભાવ એ ચાર પ્રકારનો શ્રેષ્ટ ધર્મ પ્રકટાવ્યો છે, અને તેજ પ્રમાણે શુદ્ધ ધર્મ આરાધી આપના આત્માને મોક્ષસ્થાને સ્થાપિત કર્યો છે. તો મારો પણુ એવો અહોભાગ્ય દિવસ ક્યારે આવે કે હું પણુ ચાર પ્રકારનો શુદ્ધ ધર્મ આરાધી મારા આત્માને સિદ્ધિ

સ્થાનમાં પહોંચાડું.

હે જીનેશ્વર ભગવાન ! આત્મા ચેતન છે, અને પુદ્ગલ જડ છે. પણ અનાદિ કાળના જડના સહવાસથી ચેતન પણ જડ સ્વભાવ સદૃશ બની ગયો છે. તો મારો એવો અહો ભાગ્ય ધન્ય દિવસ ક્યારે આવે કે મારા આત્માને શુદ્ધચિદાત્મરૂપ બનાવી સિદ્ધિસ્થાનમાં પહોચાડવા શક્તિમાન થાઉં.

હે જગત્ત્રાતા ! જગદ્ભ્રાતા ! જગબન્ધુ! જગત્ ઉપકારી ! ભવ્યજનોદ્ધારક ! કલ્પવૃક્ષ ! હે સંસારરૂપ અટવીમાં સાર્થવાહ ! હે ધર્મ રથના સારથી ! હે સંસારરૂપ દાવાગ્નિને શાંત કરવામાં જળ સમાન !હે અઢાર દૂષણ રહિત એવા શ્રી જીનેશ્વર દેવ ! આપના પ્રત્યે મારો ભક્તિપૂર્વક નમસ્કાર હો.

૧૬૬—ઘણે ઠેકાણે ભંડારમાં પૈસા ના-

ખવાનું ખાનું ઘણું મોટું હોય છે, જેથી તેમાં ચોખા સાકર વગેરે વસ્તુઓ પડવાથી કીડીઓ આદિ જીવાત થાય છે, અને તે ભંડારો ઘણા લાંબા વખત સુધી બંધ રહેવાથી જીવોની હાનિ થવાનો પણ સંભવ છે. માટે તે ખાનાં પૈસો અથવા રૂપિયો આવે તેવાંજ રાખવાં, અને બની શકે તો ભંડારો દર મહિને ખોલાવવા, અથવા છેવટે જીવાત ન થાય તેવી ટુંક મુદતમાં ખોલાવવા. તથા કેટલાક ભંડારો અને તેને લાગેલાં તાળાં બહુ તકલાદી રહે છે, તેથી ચોરી થવાનો સંભવ છે, માટે તે વસ્તુઓ ઘણીજ મજબૂત રાખવી, અને વખતો વખંત બંધ છે કે ઉઘાડાં છે તેની તપાસ રાખવા કાર્યવાહકોએ લક્ષ્યમાં લેવું એવી મારી નમ્ર વિનંતિ છે.

૧૬૭—કેટલાંક દેહરાસરોમાં ઘીનાં વાસણો તથા આભૂષણો વગેરે વસ્તુઓ રાખવાની પેટીઓ વગેરે મુખ્ય ગભારામાં રખાય છે, તેથી ત્યાં ઘણીજ સંકડાશ થાય છે, એટલુંજ નહિ પણ લગભગ ગભારાનો ઘણો ભાગ મલિન દેખવામાં આવે છે, તેમજ તેવી વસ્તુઓ રહેવાથી ઉંદરોને રહેવાની જગ્યા મળે છે, અને તે ઉંદરો પ્રભુના અંગ ઉપર ફરી આશાતના કરે છે, અને ફુલ કટોરા આંગી વગેરે પાડી નાખીને ખરાબ કરે છે, ઇત્યાદિ અનેક પ્રકારનો ઉપદ્રવ કરે છે; માટે ખાસ જરૂરી સિવાયનો બીજો સામાન અન્ય યોગ્ય સ્થાનકે રાખવો, અને ગભારાનો ભાગ ઉંદર ન રહી શકે તેવો સ્વચ્છ રાખવા બંદોબસ્ત કરવો એ કાર્યવાહકોની મુખ્ય ફરજ

છે. વળી ઘી વગેરેનાં વાસણો ઉઘાડાં ન રહે તે પણ લક્ષ્યમાં રાખવું જોઇએ.

૧૬૮—કેટલાક દેહરાસરોમાં રથ સમવસરણ, આભૂષણો, રંગમંડપો, હાંડી, ઝુમરો, કાચનું જડતર કામ, વગેરે શોભામાં જેટલા વધુ પૈસા ખર્ચાય છે, અને તે તરફ જેવી દેખરેખ અને કાળજી અપાય છે તેવી કાળજી અને દેખરેખ અથવા તે બાહ્ય શોભાથી પણ વધુ દેખરેખ અને કાળજી ભગવંતની અંગપૂજા અને અંગ સુશ્રુષામાં (સારો પખાલ કરી અંગમાં મેલ ન રહેવા દેવો, સારાં ચક્ષુ લગાડવાં ને સાફ રાખવાં, અંગ લૂહુણાં સ્વચ્છ રાખવાં ઈત્યાદિમાં ) રાખવી યોગ્ય છે. કારણ કે ભગવાનની અંગપૂજાનું બરાબર ઠેકાણું ન હોય, અને બહારની રચના તથા શોભામાં કાળજી રાખીએ

તો અયોગ્ય ગણાય. માટે બીજી શોભા કરતાં પણ વધુ કાળજી ભગવંતની અંગ સેવા માટે રહેવી જોઈએ. માટે આ બાબત પણ ખાસ લક્ષ્યમાં લેવા જેવી છે.

૧૬૯—કેટલાંક દેહારાસરોને જુનો રંગ ઉખડી જવાથી અથવા મલિન થવાથી ઘણો ખરાબ દેખાવ આપે છે, પરંતુ તે સુધારવાની કોઇને દરકાર રહેતી નથી; તો તે માટે યોગ્ય રકમ ખર્ચીને ફરીથી રંગ રિપેરીંગ કરાવવું, અને સુંદર દેખાવ કરવો, કે જેથી દર્શન કરવા આવનાર મનુષ્યોને પ્રભુનું મંદિર દેખીને પણ ઉલ્લાસ ભાવ પ્રાપ્ત થાય. કારણકે દ્રવ્યની ઉત્તમતાએ ભાવની વૃદ્ધિ પૂર્વ પુરૂષોએ સારી રીતે સ્વિકારી છે, માટે પ્રભુનું દેહરાસર હંમેશાં સ્વચ્છ અને સુંદર દેખાવું જોઇએ. તથા ભગ-

વંતનાં, ગણુધરોનાં, મહર્ષિઓનાં, અને શ્રાવકોનાં વૈરાગ્યમય ધર્મ ભાવના પ્રગટ કરે તેવા પ્રકારનાં ચિત્રો કરાવવાં જોઇએ કે જેથી દેખનારાઓને ધર્મભાવના પ્રગટ થાય.

૧૯૦—કેટલાંક દેહરાસરો પર ધ્વજા બિલકુલ હોતી નથી, અને કંઇક ઠેકાણે અન્ય દર્શનીવત્ ( અન્ય દર્શની માફક ) વાંસડા ઉપર ત્રિખૂણી ધ્વજાઓ હોય છે, અને કંઇક ઠેકાણે જૈન શૈલીને અનુસારે હોય છે, પરંતુ તે બરાબર બંધ બેસતી નહિ હોવાને લીધે આઘી પાછી ખસવાથી વિસ્તાર પામેલી ( ઉડતી ) દેખાતી નથી. પરન્તુ ધ્વજાઓ એ દેહરાસરનું ચિન્હ છે, માટે તે ઉત્તમ પ્રકારની અને જૈન શૈલીને અનુસારે રખાવવી જોઇએ, કે જેથી ધ્વજા જોઇને પણ દર્શન કરવા આવતા મનુષ્યોને

દૂરથી પણ શુભ ભાવના ઉત્પન્ન થાય. ( ધ્વજાને બન્ને બાજુએ દોરાથી સીવી લીધેલી હોય તો ભેગી થઈ જાય નહિ. )

૧૭૧—કેટલાએક ભાઇઓ અજ્ઞાનતાથી ઠેઠ દેહરાસરજીના પગથીયા ઉપર પોતાનાં પગરખાં લઇ જાય છે, તેમજ પોતાની છત્રી લાકડી, છુટાં કપડાં, અથવા વાસણ વગેરે દેહરાસરની અંદર લઈ જાય છે, તેથી આશાતના થાય છે. માટે તેવી ચીજો દેહરાસરની બહાર રાખવા ખાસ ધ્યાનમાં રાખવું. વળી આ પ્રથાને માટે (રિવાજને માટે) મારૂં અનુમાન એવું છે કે દેહરાસર બહાર તે ચીજોની સંભાળ નહિ રહેવાથી અને વખતો વખત ચોરાઈ જવાના ભયથી પગરખાં વગેરે પોતાની ચીજો દેહરાનાં પગથીયાં ઉપર વગેરે સ્થાને મૂકવામાં આવે છે, તો બનતા સુધી

દેહરાસર ખુલ્લું થાય ત્યારથી તે મંગલિક થતા સુધી ( બંધ થતા સુધી ) દેહરાસરની બહાર ભૈયો અથવા માણુસ બેસાડવું જોઇએ, જેથી દર્શન પૂજા કરવા આવનાર ભાઓઇની ચીજો સચવાઈ શકે અને કોઇની પણ ચીજ ચોરાય નહિં. તેમજ કોઈ અજાણ્યો માણુસ આવે જાય તેની પણ ખબર રહે. જો કે કાર્યવાહકો તેવા માણુસો કદાચ રાખે છે તો તેઓ બરોબર બેસે છે અને બરોબર સંભાળ રાખે છે કે નહિં તે તરફ લક્ષ્ય રાખતા નથી. તથા જે દેહરાસરના જે ભાગમાં લાકડીયો બુટ વગેરે લઈ જઈ શકાય નહિં, તે ભાગથી બહાર સર્વને જાણ પડે તેવી રીતે તે મતલબની એક જાહેર ખબર લગાડવાની પણ ખાસ જરૂર છે.

૧૭૨—કેટલાંક દેહરાસરોમાં જૈન તથા

હિંદુ સિવાય બીજી કોમના મુસલમાન, પારસી, અંગ્રેજ, વગેરે કે જેઓને જૈનધર્મ-પર પ્રીતિ થયેલી હોય છે, તેમને દર્શન તથા સેવા પૂજા માટે, તેમજ અન્ય કોઈ દેખવા આવે તેને પણ પ્રતિબંધ કરવામાં આવે છે, પણ તે મારી અને ઘણા માણસોની સમજ મુજબ અયુક્ત સમજાય છે. કારણકે તેઓ દર્શન પૂજા કરે અથવા દેખે તેથી આપણને શું નુકશાન છે ? તે સમજાતું નથી, જૈન ધર્મ જે વિશાળ છે, તથા જેને સ્પર્શ ન કરી શકાય તેવી કોઇપણ વર્ણ સિવાય બીજી કોઇપણ વર્ણનો માણસ જો જૈન ધર્મ પાળતો હોય તો તેની સાથે જૈન તરીકેનો યોગ્ય વ્યવહાર કરવાનું શાસ્ત્રકાર ફરમાવે છે, છતાં અમુક આગ્રહી માણસો આવો પ્રતિબંધ કરી જૈનધર્મને સંકુચિત કરે

તે ખેદની વાત છે, સવિ જીવ કરું શાસ-
નરસી એ ભાવનાના અધિકારી જે જૈનો તે
મુસલમાન કે અંગ્રેજને દર્શન પૂજાનો સર્વથા
નિષેધ કેમ કરી શકે ? વળી ગમે તે કો-
મનો કોઇ મોટો અધિકારી હોય, અથવા
ગમે તે કોમનો રાજા હોય, તો તેને ઘણા
માનપૂર્વક દેહરાસરોમાં લઈ જવાય છે,
તથા મુસલમાન કારીગરો પાસે કામ કરા-
વવામાં આવે છે તે વળી વિશેષ શોચનીય
છે. માટે તેવો પ્રતિબંધ આ ચાલુ જમા-
ના માટે યોગ્ય નથી; પરંતુ અલબત્ત તે
ધર્મપ્રેમીઓ દેહરામાં કોઈ જાતની આ
શાતના ન કરે તે માટે ભૈયા વગેરે માણ-
સને સાથે રાખવા ગોઠવણ કરવી. અને
બીજી પણ યોગ્ય સંભાળ રાખવાની જરૂર

છે. પરંતુ કોઇ જીવને જૈન ધર્મ તરફ પ્રીતિ થતી હોય તેને દર્શન પૂજાદિક નહિ કરવા દેવાથી તે માણુસોની ધર્મપર થતી પ્રીતિ અટકી જાય છે, અને ધર્મનો નિંદા થાય છે, તેમજ અંતરાય કર્મ બંધાય છે તે ખાસ લક્ષ્યમાં રાખવાનું છે.

૧૭૩—કેટલાએક ભાઇઓ મૂલ નાયકજીનેજ પખાલ કેસર વગેરેની પૂજા કરવાવામાં તથા તેમને જુદા કાઢવા, કેસર વગેરેથી રંગી દેવા, એમાં લાભ સમજે છે તે યોગ્ય છે, પરંતુ મૂલ નાયકજી સિવાય બીજા ભગવંતોની અંગપૂજા વગેરેમાં બહુ બેદરકાર રહે છે તે યોગ્ય નથી. એટલુંજ નહિં પણ કોઈ તરફથી તેવી સૂચના કરવામાં આવે છે તોપણ અજ્ઞાન કદાગ્રહથી તે તરફ બિલકુલ ખ્યાલ રાખતા નથી તે અનુચિત

છે. કોઈપણુ પ્રતિમાની યથાશક્તિ ભક્તિ કરવી, અથવા દેહરાસર કે તેને લગતું બીજું કોઇપણુ કાર્ય કરવું, અથવા કરાવવા તરફ કાળજી રાખવી એ સર્વ એક સરખુંજ લાભકારક છે. મુખ્યત્વે તો ભાવનાની વિશેષ શુદ્ધિ જોઇએ. અલબત્ત મૂળ નાયકજીની પ્રાધાન્યતા છે તેથી તેમની વિશેષે કરીને પૂજા-ભક્તિ-શોભા કરવી સ્વપરને વિશેષ હિત કરે છે, પરન્તુ બીજા ભગવંતોની પૂજા-ભક્તિમાં બિલકુલ બેદરકારી રાખવી એ કોઈ રીતે યોગ્યજ નથી. કારણકે એથી પ્રભુ ભક્તિની પરિણુતિ આત્મામાં તત્વથી પરિણુમી નથી એમ સમજાય છે.

૧૭૮—જ્યારે કોઈ માણુસના મરણુ પાછળ પૂજા ભણુાવવામાં આવે છે, ત્યારે ઘરધણી તથા તેનાં સગાં વ્હાલાં તરફથી

કપડાં તથા રોકડ રકમનું દાન ભોજકોને અપાય છે, તે સંબંધિ વાતચીત તેમજ રકમના લેવડદેવડનું કાર્ય દેહરાસરની અંદર કરવામાં આવે છે તે યોગ્ય જણાતું નથી, માટે તેવાં કાર્યો બનતા સુધી દેહરાસરથી બહારજ કરવાં જોઇએ.

૧૭૫--મુસલમાનોનાં બૈરાં કોઇ સારા માણુસ પાસે જાય ત્યારે બે હાથ વાળી કાન પાસે લગાડી કડાકા પાડી " વારી જાઉં " વગેરે કહે છે, તેવી રીતે કેટલાએક ભાઈઓ ભગવાનની આગળ કરે છે, ઇત્યાદિ કેટલીએક અઘટિત ક્રિયાઓ થાય છે, તે સમજ વિના થાય છે. માટે તેવી ક્રિયાઓ કરવી યુક્ત નથી. અને જે ક્રિયાઓ કરવી તેનો હેતુ રહસ્ય વગેરે સમજવા પ્રયત્ન કરવો, જેથી અજાણુપણે જે ક્રિયા

આપણે સારી સમજીને લાભ મેળવવા માટે કરતા હોઇએ તે ક્રિયા આશાતના રૂપ થઈ નુકશાન કરે નહિં, અને અઘટિત પણ દેખાય નહિં, તે માટે ખાસ કાળજી રાખવાની જરૂર છે. તથા કેટલાએક ભાઈઓ પાઘડી તથા ટોપી ઉતારીને નમસ્કાર કરે છે, પરન્તુ તે રિવાજથી ભગવાનનો અવિનય થાય છે. કારણ કે ભગવાન આગળ તો પાઘડી ટોપી પહેરીને જવું એ આર્ય પદ્ધતિમાં વિનય રૂપ ગણાય છે. વળી પંચાંગ પ્રણામ કરતી વખતે પાંચે અંગ ભૂમિને લગાડવાં જોઇએ, તેને બદલે કેટલાએક ભાંઇઓ બે હાથને કેડ પાછળ રાખે છે તે પણ યુક્ત નથી. ( અર્થાત્ પ્રતિમાજીની દષ્ટિમાં હોઈએ ત્યાં સુધી વિનયસર ચાલવું બેસવું જોઇએ. )

૧૭૬--કેટલાએક ભાઈઓને પૂજા કરતાં ગળફો, લીંટ, થુંક વગેરે આવે છે તે દેહુરાસરના ચોક અથવા છાપરાં વગેરે જો નીચાં હોય તો તેના ઉપર ફેંકે છે, અને તે હાથ પૂજાના કપડે લૂછે છે, પણ તેથી આશાતના થાય છે. માટે તેવાં કોઇ પણ કાર્યો દેહરાસરથી તદ્દન બહાર કરવાં, અને હાથ વગેરે પાણીથી ધોઈ રૂમાલ વગેરેથી સાફ કરીને પૂજા કરવી યોગ્ય છે.

૧૭૭—જે ઘરમાં મરણ થયું હોય તે ઘરમાં જમનાર ૧૨ દિવસ સુધી જીનપૂજા કરી શકે, પરન્તુ તે ઘરના માણુસો જુદા જમતા હોય તો તેઓ બીજાના ઘરના પાણીથી સ્નાન કરી પૂજા કરી શકે. મડદાને અડનાર અથવા ખાંધે ધરનાર ૨૪ પ્રહર સુધી ( સ્મશાનથી આવ્યા બાદ ૨૪ પ્રહર સુધી)

એટલે ૩ દિવસ સુધી, તથા પરંપરાએ અડનાર એટલે એક બીજાને પરસ્પર અડનાર ૧૬ પ્રહર સુધી, અને કોઇને નહિં અડતાં તદન જૂદા રહેનાર અથવા સંભળામણી ( કાણુ ) વગેરેમાં ફક્ત શ્મશાન માટે વેષ બદલનાર આઠ પ્રહર સુધી જીન પૂજા ન કરે, પરન્તુ જેને ઘેર મરણુ થયું હોય તેના ગોત્રિઓને ૫ દિવસનું સૂતક હોય, માટે ૫ દિવસ સુધી જીનપૂજા ન કરી શકે. જન્મ થાય તેજ દિવસે મરણુ પામેલા બાળકનું ૧ દિવસનું સૂતક છે. પોતાના ઘરનો નોકર ચાકર મરણુ પામે તો ૧ દિવસનું, ગાય ભેંસ વગેરે મરણુ પામે તો તેનું કલેવર બહાર લઈ જાય ત્યારથી ૧ દિવસ સુધીનું અને બીજાં નાનાં તિર્યંચો મરણુ પામે તો તેનું કલેવર લઈ જાય તેટલા વખત સુધીનું

સૂતક હોય છે. જેટલા માસનો ગર્ભ પડે તેટલા દિવસનું સૂતક લાગે. ૮ વર્ષથી નાની વયનો મરણ પામે તો દિવસ ૮ નું સૂતક ગોત્રિઓને હોય છે.

૧૭૮—જે ઘરમાં પુત્ર જન્મ્યો હોય અથવા પુત્રી જન્મી હોય તો તે ઘરમાં જમનારા ૧૧ દિવસ સુધી જીનપૂજા ન કરે. વળી તે પુત્રપુત્રી જો રાત્રે જન્મી હોય તો તે ઘરમાં જમનારા ૧૨ દિવસ સુધી જીન પૂજા ન કરે. પરન્તુ તે ઘરના માણસો જુદા જમતા હોય તો તેઓને બીજાના ઘ-રના પાણીથી નાહીને પૂજા કરવામાં હરકત નથી. જે સ્ત્રીને પુત્ર વા પુત્રી જન્મી હોય તે સ્ત્રી ૧ મહિના સુધી દર્શન પણ ન કરી શકે. અને ૪૦ દિવસ પૂજા ન કરે. સુવા-વડી સ્ત્રીના પતિને જો તે સુવાવડવાળા

ઘરમાં જમતો ન હોય અથવા પરદેશમાં હોય તો ૫ દિવસનું સૂતક લાગે. પોતાના ઘરમાં દાસી વગેરેને પ્રસવ (સુવાવડ) થાય તો ૨૪ પ્રહરનું સૂતક, અને ગાય ભેંસ વગેરે મોટાં તિર્યંચોને પોતાના ઘરમાં પ્રસવ થાય તો ૨ દિવસનું સૂતક જાણવું, અને તે તિર્યંચો વનમાં પ્રસવે તો ૧ દિવસનું સૂતક જાણવું.

૧૭૯—ઉપર જે સૂતકના સંબંધમાં કહ્યું છે, તેટલા દિવસો સુધી પ્રતિમાજીની અંગ પૂજા ન થાય, પણ અગ્રપૂજા એટલે ગભારા બહાર રહીને દીપ ધૂપ વગેરેની પૂજા તથા દર્શન કરવામાં કંઈપણ અડચણ હોય તેમ સમજાતું નથી. મડદાને અડનાર ૨૪ પ્રહર સુધી ચૈત્યવંદનાદિ મનમાં કરે, કારણ કે તેવા સૂતકવાળાને પ્રગટ શબ્દોચ્ચાર કરવો યોગ્ય નથી. પરન્તુ કેટલાંએક શહે-

શોમાં તો જેને ઘેર જન્મ મરણુ થયું હોય તે ઘરના માણુસો તથા બીજા માણુસો જેને જેટલા દિવસ સૂતક લાગ્યું હોય તેટલા દિવસ તેઓ દેહરે દર્શન કરવા પણુ જતા નથી એવો વ્યવહાર ચાલે છે, પરન્તુ તે વ્યવહાર યોગ્ય નથી. સૂતકવાળાને અંગપૂજાનો નિષેધ સંભવે, પરન્તુ દર્શન પણુ ન કરવાં એવો નિષેધ માર્ગ નથી. વળી કેટલાએક દેશોમાં મડદાને હાથે નહિં અડનાર પરન્તુ પરંપરાએ અડનાર એવા વર્ગથી શબ્દોચ્ચાર ન થાય એવો રિવાજ છે, પરન્તુ પરંપરાએ અડનારાઓને ધાર્મિક શબ્દોચ્ચાર કરવામાં અડચણુ જણાતી નથી.

૧૮૦—ઉપર મુજબ સતકના જે નિયમો દર્શાવ્યા છે તે સર્વ પૂજાના અભિગ્રહ રહિતને

માટે છે, પરન્તુ જે ભાગ્યશાળીઓ પૂજાના દૃઢ અભિગ્રહુવાળા છે કે જેઓ પૂજા કર્યા વિના આહાર પણ કરી શકતા નથી, તેવા પુણ્યશાળી પુરૂષોને માટે એ નિયમો સંભવતા નથી. અને એવી પ્રવૃત્તિ પણ ઘણે સ્થળે છે કે અભિગ્રહુવાળા પુરૂષો સૂતકના દિવસોમાં પણ પૂજા કરે છે. પરન્તુ અશુચિપણાથી, અને શોચની અધિકતાથી, દૂર રહેવા માટે પ્રયત્ન કરવો એ ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. વળી કેટલેક ઠેકાણે તો દેશરિવાજથી અને બેસમજથી સૂતકના દિવસો હીનાધિક ( ઓછા વત્તા ) પાળવામાં આવે છે, પરન્તુ જીન પૂજા માટે સૂતકનો નિયમ બનતા પ્રયત્ને શાસ્ત્રને અનુસારે પાળવો એ વિશેષ યોગ્ય જણાય છે. સંસારના વ્યવહાર માટે દેશરિવાજ પ્રમાણે ઓછું

વત્તું સૂતક પાળવામાં હરકત નથી, પરન્તુ જીન પૂજાના વ્યવહારમાં ઓછું વત્તું સૂતક પાળવાથી આશાતના અને આજ્ઞાનો અનાદર રૂપ દોષ લાગે છે. પુનઃ સૂતક સંબંધમાં જે કંઈ મતાંતર આવતાં હોય તે સંબંધિ ખુલાસો ગુરૂગમથી કરવો યોગ્ય છે.

૧૮૧—કેટલાએક ભાઇઓ ન્હાઈને પૂજાનાં કપડાં પહેર્યા સિવાય પોતાનાં ચાલુ પહેરવાનાં કપડાં પહેરીને અગરબત્તી સળગાવવાદિ કારણથી ગભારામાં જાય છે, પણ તેવાં કપડાં પહેરીને ગભારામાં જતાં ભગવંતની આશાતના થાય છે. માટે તે રીતે ન્હાઇને પૂજાનાં કપડાં પહેર્યા સિવાય ગભારામાં જવું કોઈ રીતે વ્યાજબી નથી. પૂજાના પોષાક વિના તથા નાહ્યા વિના કોઇપણ ગભારામાં ન જાય, તે માટે તેઓને

સૂચના આપવા કાર્યવાહકોએ પૂજારીને ખાસ ભલામણ કરવી. અથવા ગભારા બહાર તેવી ખબરનું બૉર્ડ (પાટીયું) લગાવવું.

૧૮૨—જ્યાં એકથી વધારે ગભારાઓ હોય છે, ત્યાં તો ભક્તિવાળા શ્રાવકો તરફથી પુષ્પાદિક ચઢે છે, પણ જ્યાં શ્રાવકો પૂજા કરવા કવચિતજ જતા હોય તેવાં ઉપર નીચેના ગભારાઓમાં પુષ્પ વગેરે ચઢવાનો પ્રસંગ બહુ અલ્પ આવે છે. કારણકે ત્યાં માત્ર પૂજારીઓજ વિશેષ ભાગે પૂજા કરનારા હોય છે, માટે દરેક ગભારામાં મૂળનાયકજીને ઓછામાં ઓછું એક પુષ્પ પણ ચઢે તે કારણથી દેહરાસરના કાર્યવાહકોએ જેટલા ગભારા હોય તેટલાં પુષ્પ હંમેશાં મંગાવવાની કાળજી રાખવી, અને તે પુષ્પોમાંથી દરેક ગભારે એકેક પુષ્પ અવશ્ય ચઢાવવાની

કાળજી રાખવી, જેથી પ્રભુભક્તિનો લાભ મલે અને ગભારામાં તે દિવસની પૂજા થઈ છે કે નહિં તેની ખબર પડે છે. એ પ્રમાણે બે લાભ પ્રાપ્ત થાય છે. કારણકે આગલે દિવસે પૂજા થયેલી હોય ને તે દિવસે પૂજા થયેલી ન હોય તો વાશી રહેલા ફુલથી પૂજા નથી થઈ એમ માલૂમ પડે છે, અને તાજું ફુલ ચઢેલું હોય તો પૂજા થઈ છે એમ માલૂમ પડે છે. અને તેમ નહિ બનવાથી કેટલીએક વખત નવી પૂજા ન થયેલી હોય તો પણ શ્રાવકો વાશી પૂજા ઉપર ભૂલથી પૂજા કરી દે છે. તે બાબતમાં કેટલાએક ભાઇઓ એવી દલીલ રજુ કરે છે કે પૂજા કરનારાઓએ તે બાબતની તપાસ કરવી જોઇએ. જો કે એ દલીલ યોગ્ય છે, પરન્તુ કેટલીએક વખત પૂજારીઓ અસુરા (ઘણા મોડા)

ન્હાય છે, અથવા બીજા કોઇ કાર્ય પ્રસંગે ગયેલા હોય છે, તેવે પ્રસંગે તે બાબતની ( પૂજા નવી થઈ છે કે વાશી છે તેની ) ખાત્રી થઇ શકતી નથી એવો જાતિ અનુભવ છે. માટે દરેક ગભારે હરરોજ એકેક ફુલ ચઢાવવાનો પ્રબંધ કરવો જરૂરી જણાય છે.

૧૮૩—કેટલાંએક દેહરાસરોમાં પ્રભુની પખાલ ( જળ ) પૂજા માટે પંચામૃત થતું નથી, અને થોડું દૂધ હોય છે તે વપરાઈ જવાથી, અને અંગલૂહણાં ઓછાં હોવાથી, તેમજ કેટલાએક ગભારાઓ આગળ દીવા બુઝાઇ જાય છે તેની સંભાળ નહિ લેવાથી કોઈ અષ્ટપ્રકારી પૂજા કરવાના ભાવ વાળા શ્રાવકને તે પૂજા કરવા માટે સાધનની સગવડતા નહિ હોવાથી બહુ મુશ્કેલી નડે છે,

માટે તેવી સામગ્રીઓ બરાબર તૈયાર રહે તેવી ગોઠવણુ કાર્યવાહકોએ રખાવવી ખાસ જરૂરની છે.

૧૮૪—કેટલાંએક દેહરાસરોમાં પ્રતિમાજીને આજુબાજુ ચૂનાથી એવાં સ્થાપન કરેલાં હોય છે કે તેમના પાછળના ભાગ તથા અંગોપાંગ સારી રીતે સાફ થઇ શકતાં નથી. તેમજ નીચેના શિલાલેખો કે જે ખાસ ઉપયોગના છે, તે વાંચી શકાતા નથી. માટે આજુબાજુની જગ્યા છોડીને ચારે બાજુ સાફ થઈ શકે તેવી રીતે તથા શિલાલેખો સ્પષ્ટ રીતે વાંચી શકાય તેવી રીતે પ્રતિમાજી સ્થાપન કરવાં જોઇએ. ( બેઠકની પેઢલી ઉંચી રાખવી, અને પાછળ ટેકા માટે લાંબી પેઢલી રાખવી, એ પ્રમાણે કોઈપણ રીતે પ્રતિમાજી ખસી ન જાય તે રીતે સ્થા-

પન કરવાં.) કેટલાએક ભાઇઓ દલીલ કરે છે કે સ્થાપન કરેલાં પ્રતિમાજીને કંઇપણ થઇ શકે નહિં, પરન્તુ મારી સમજ પ્રમાણે આવા કોઇપણ શુભ ઈરાદાથી અથવા અવિધિ આશાતના ઓછી કરવા માટે ફેરફાર કરવામાં કંઈ બાધા હોય તેમ મને લાગતું નથી. ( પરન્તુ એ પ્રમાણે ચળ કરેલાં પ્રતિમાજી જો મૂલનાયકજી હોય તો સ્થિર કરવાને માટે પુનઃ પ્રતિષ્ઠા વિધિ કરવી જોઇએ, અને જ્યાં સુધી પ્રતિષ્ઠા ન કરવી હોય ત્યાં સુધી પરોણા તરિકે ચળજ રાખવાં જોઇએ. અને મૂળનાયકજી સિવાય બીજી મુખ્ય પ્રતિમાઓનુ પણ એજ પ્રમાણે જાણવું. અને શેષ પ્રતિમાઓને ચળ વા સ્થિર કરવામાં વિશેષ વિધિની જરૂર નથી. ) અથવા તો હવે પછી જે પ્રતિમાજીને સ્થા-

પન કરવાં હોય તે પ્રતિમાજીને માટે ઉપર પ્રમાણે ખ્યાલ રાખવો આવશ્યક છે.

૧૮૫—કેટલાંએક દેહારાસરોમાં મૂળ ગભારા બહાર રંગમંડપના ગોખલાઓમાં પ્રતિમાજી પધરાવેલાં હોય છે. માટે દર્શન પૂજા કરનાર ભાઇઓએ તે પ્રતિમાજી તરફ પણ પૂજ્યભાવ ધારણ કરી કોઈ પ્રકારની આશાતના ન થાય તેમ બનતા પ્રયત્ને વર્તવા ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. તથા જે દેહરાસરોમાં રંગમંડપના ગોખલાઓમાં રાખેલી પ્રતિમાજીની સારી રીતે પૂજા ભક્તિ ન થતી હોય, અને બહુ આશાતના થવાનું કારણ હોય તો મારી સમજ પ્રમાણે તે ભગવંતને ગોખલાઓમાંથી ગભારામાં પધરાવવા તે યોગ્ય છે. કદાચ પ્રતિષ્ઠિત હોવાથી ગોખલામાંથી ગભારામાં પધરાવવું

અયોગ્ય જણાય તો બીજી રીતે પણ બંદોબસ્ત કરીને તે ભગવંતની આશાતનાઓ ટાળી શકાય તેવા ઉપાયો યોજવા.

૧૮૬—કેટલાંએક દેહરાસરોમાં ઉપર નીચે મૂળ ગભારાઓમાં પ્રતિમાઓને સારી રીતે છૂટવાળી પધરાવવાની જગ્યા હોય છે છતાં એવી ગુંચવણવાળી અને સાંકડી જગ્યોએ પધરાવેલ હોય છે કે દર્શન કરનાર ભાઈઓને સ્તંભ ભીંતો વગેરેની આડ આવવાથી દર્શન થતાં નથી, તેમજ ખૂણામાં આવી જવાથી પૂજા કરતાં પણ અડચણ પડે છે. માટે જયાં સુધી સારી છૂટવાળી જગ્યા હોય ત્યાં સુધી તો બનતા પ્રયત્ને તેવી જગ્યાએજ પધરાવવાં યોગ્ય છે કે જેથી સારી રીતે દર્શન પૂજા પણ થઈ શકે.

૧૮૭—દેહરાસરોમાં તથા ઉપાશ્રયોમાં

કાજો કાઢવા માટે જીવરક્ષા સચવાય તેવા પ્રકારની અત્યંત નરમ શણની પૂજણીઓ, તથા અત્યંત નરમ ( ધાર ન વાગે તેવાં ) મોરનાં પીછાંનાં દંડાસન, અથવા દક્ષિણ દેશમાં ઉમરાવતી ધુલીયા વગેરે સ્થાને ઉગતા નરગ઼ ઘાસની સાવરણીઓ ( જે હાલ મુંબાઈ વગેરે ઘણે ઠેકાણે વપરાય છે તે ), અથવા નરમ ઉનનાં દંડાસન ઈત્યાદિ વસ્તુઓ વાપરવી. પરન્તુ કોઈ જીવને કિલામણા થાય તેવા સાધનથી કચરો પૂજો કાઢવો યોગ્ય નથી. (કચરો પૂજો કાઢવાને માટે ચરવળાનો ઉપયોગ કેટલાએક ભાઇઓ યોગ્ય ધારે છે, પરન્તુ મારા વિચાર પ્રમાણે ચરવળાનો ઉપયોગ કચરો પૂજો કાઢવા માટે નથી, પરન્તુ પ્રતિક્રમણાદિમાં દેહના અધો ભાગે (નાભિથી નીચે) જીવરક્ષા

કરવાના ઉપયોગ માટે એ ચરવળો ખાસ ચારિત્રનું ઉપકરણ છે, માટે એવા સ્થાને ઉપયોગ·કરવો એ યોગ્ય લાગતું નથી. એથી ચારિત્રના ઉપકરણનો અસ્થાને વાપરવારૂપ અનાદર ભાવ થાય છે. )

૧૮૮—ઘણુાખરા દેહરાસરોમાં આરતી ઉતારતાં ખુલ્લી હોય છે, અને ઉતરી રહ્યા પછી પણ મુખ્ય ગભારાની અંદર ખુલ્લી રાખવામાં આવે છે. તો આરતી એ પ્રમાણે ખુલ્લી રાખવાથી જીવોની વિરાધના થાય છે, તે માટે લોખંડનાં કે ત્રાંબાનાં અથવા બીજી કોઈ પણ ધાતુનાં જાળીવાળાં ઢાંકણાં અથવા તેવાં ફાનસ રાખવાની જરૂર છે. અને તે જાળીવાળાં ઢાંકણાંની અંદર રાખીને આરતી ઉતારવી. અથવા ઉતરી રહ્યા પછી તુર્તજ આરતી ઉપર તે ઢાંકણાં

ઢાંકી દેવાં, અને આરતી ગભારામાં રાખવાથી જ્યારે બળતી બંધ થાય છે ત્યારે તેમાંથી દુર્ગંધ ફેલાય છે, અને તે ગભારામાં પ્રસરે છે. તથા બીજા પણ ઉપદ્રવો થાય છે માટે આરતી ઉતારી રહ્યા પછી તેને મૂળ ગભારાથી બહાર યોગ્ય જગ્યાએ મૂકી તેના પર [1]ઢાંકણું રાખવા ખાસ કાળજી રાખવી. તથા આરતીમાં અને મંગળદીવામાં દુર્ગંધ દૂર કરવાને અર્થે અને ઘણો સુવાસ પ્રગટાવવાને માટે કપૂર બાળવું પણ વિશેષ યોગ્ય છે.

૧૮૯—દેહરાસરો તથા ઉપાશ્રય વગેરે

---

૧ આરતી ઉતારતી વખતે જાળીવાળું ટોપના આકારનું ઢાંકણું ઢાંકવું બની શકે નહિં, પરંતુ ઉતરી રહ્યા બાદ તેવો જાળીવાળો ટોપ ઢાંકવો. એજ આ કલમનો સાર સમજવો.

મકાનોમાં ઘણી વખતે ઝાડો ઉગતાં જોવામાં આવે છે, તેમાં મારી સમજ પ્રમાણે મકાનની જોઇએ તેવી મરામત અને રીપેરિંગ વખતસર નહિ થવી એ કારણ હોય છે. માટે કાર્યવાહકોએ હર વખત સંભાળ રાખવાની જરૂર છે. તેમ છતાં કદાચ ઝાડો ઉગી નિકળતાં જોવામાં આવે તો શરૂઆતમાંજ તેને કઢાવી નાખવાં અને મોટાં થવા દેવાં નહિં; કે જેથી ભવિષ્યમાં મોટાં થતાં મકાનને નુકશાન થવા વખત આવે નહિં. વળી જે સ્થાનથી ઝાડો કાઢી નાખવામાં આવે તે સ્થાને ફરીથી ઝાડ ન ઉગે તેવા પ્રકારનો ઉપાય લેવો જોઇએ.

૧૯૦—પૂજા કરવાનું મુખ્ય કાર્ય તો આપણું છે, છતાં આપણે શિથિલ થવાથી તે કાર્ય ઘણું ખરૂં પૂજારીઓ પાસે કરા-

વીએ છીએ. અને તેમાં પણ એટલો બધો બિગાડ થઈ ગયો છે કે પૂજારીઓ પોતાની મરજી માફક પૂજા કરે અથવા ન પણ કરે. અને તેથી કરીને ઘણે ઠેકાણે અનેક પ્રકારની આશાતનાઓ થતી જોવામાં આવે છે; તો ખાસ કરીને કાર્યવાહકોએ અથવા બીજા પણ જૈન બંધુઓએ વારંવાર પૂજારીઓના કાર્ય ઉપર તપાસ રાખવી. અને જેઓ સારૂં કામ બજાવતા હોય તેઓને તેમના પગાર ઉપરાંત પણ યોગ્ય ઈનામ આપવું કે જેથી કામ કરવાનો તેમને ઉત્સાહ વધે. અને જેઓ પૂજા કરવી ભૂલી જતા હોય, અથવા બીજી રીતે પોતાના કાર્યમાં ગફલત કરતા હોય, તો તેવા પૂજારીઓને માટે યોગ્ય દંડ વગેરે કરવો જોઇએ. કારણ કે તેમ કરવાથી તે-

ઓને બીજી વખત કામ કરવાની કાળજી વિશેષ રહેશે.

૧૯૧—જે ઠેકાણે એક કરતાં વધુ પૂજારીઓ રાખેલા હોય છે, ને તેઓમાંથી એક બે પૂજારીઓ કંઈક કારણસર આવી શકતા નથી, અથવા તો રજાપર ગયેલા હોય છે, ત્યારે તે નહિ આવેલા પૂજારીઓનું સર્વ કાર્ય કોઈ પણ એક પૂજારીને સોંપવામાં આવે છે, તેથી તે પૂજારી સર્વ કામનો બોજો પોતાનાપર આવવાથી ગમે તેમ ઉતાવળથી અવ્યવસ્થિત રીતે કાર્ય કરે છે, અને તેથી પૂજા સંબંધિ ઘણાં કાર્યોમાં બિગાડ થાય છે, માટે મારી સમજ પ્રમાણે તેવે સ્થળે એક પૂજારી અધિક રાખવો જોઇએ, જેથી રજા વગેરેના કારણસર ગયેલ પૂજારીનું કાર્ય સાચવી શકે. અને જ્યારે

સર્વ પૂજારીઓ હાજર હોય ત્યારે તે અધિક પૂજારીને બીજા કોઇ કાર્યમાં જોડી દેવો. એ પ્રમાણે એક પૂજારી અધિક હોવાથી કામકાજની પણ ઘણી સુગમતા પડેછે.

૧૯૨—કેટલાએક ભાઇઓ પૂજા કરતાં વધેલા કેસરથી પોતાને કપાલે તિલક કરે છે. પરંતુ તેમ કરવું ઉચિત સમજાતું નથી.

૧૯૩—કેટલીક વખતે ઘી કેસર પાણી વગેરેનાં વાસણોમાંથી ઘી કેસર અને પાણી લઇને ઢાંકવાનો ઉપયોગ નહિ રાખતાં ઉઘાડાંજ મૂકી દેવાય છે, તેથી તેમાં કચરો જીવ જંતુ વિગેરે પડે છે, માટે તે વાસણોને ઢાંકવાનો ખાસ ઉપયોગ રાખવો જોઇએ.

૧૯૪—ઘણા ભાઇઓ ભગવંતના અંગ-

લૂહણાથી પોતાના હાથ સ્વચ્છ કરે છે, પરન્તુ તેમ કરવું અનુચિત હોવાથી પોતાના હાથ સાફ કરવાને માટે એક અલાયદું ( જૂદું ) કપડું રાખવું જોઇએ.

૧૯૫—જે જે જગ્યાએ ભગવાન બીરાજમાન હોય તે તે જગ્યાએ કચરો નહિ પડવા માટે, અને જીવરક્ષાને માટે ઉત્તમ ટકાઉ ચંદરવા બાંધવા જોઇએ.

૧૯૬—દેહરાસર વગેરે ધર્મસ્થાનોમાં જે ચંદરવા બાંધવામાં આવે છે તે ઘણી લાંબી મુદ્દત સુધી બાંધેલાજ રાખવાથી કબૂતર વગેરે અનેક પક્ષીઓ પોતાના માળા બાંધી રહે છે, તેમજ અનેક પ્રકારની અપવિત્રતા કરે છે, માટે ચંદરવા બાંધવાનો જીવદયા રૂપ જે મૂળ હેતુ છે તે સારી રીતે સચવાતો નથી; તો તે ચંદરવાઓને વારંવાર

દેખી સાફ કરવા જોઇએ, અથવા છેવટે ચોમાસા પહેલાં પણ તે ચંદરવા છોડાવી સાફ કરાવી ( ધોવરાવવા યોગ્ય હોય તો ધોવરાવી ) ફરીથી બંધાવવા જોઈએ.

૧૯૭—ધર્મશાસ્ત્રોમાં તથા નીતિશાસ્ત્રોમાં પુરૂષનું પ્રધાન પદ કહેલું છે, છતાં દેહરાસરમાં ચૈત્યવંદન કરતાં, અથવા બીજા કેટલાએક પ્રસંગોમાં ઘણા ભાઇઓ અનુપયોગથી ( વિના સમજે ) પુરૂષથી આગળ જઈ બેસે છે, પરન્તુ તે ઉચિત કહેવાય નહિ.

૧૯૮—કેટલીક વખત સ્નાત્ર વગેરે ભણાતાં ( થતાં ) હોય ત્યારે ભગવંતનું ન્હવણ જળ લેવાને અને ધૂપ કરવાને ઈત્યાદિ કારણસર જે પાટ વગેરે ઉપર પ્રભુ પધરાવેલા હોય છે તેને પૂજાનાં કપડાં સિવાય અડ

છે તે વ્યાજબી નથી.

૧૯૯—કપડાં પહેરવાની તથા કેસર ઘસવા વગેરેની જગ્યાએ ભગવાનની દૃષ્ટિ ન પડે તેમ કરવા કાર્યવાહકોએ ખ્યાલ રાખવો જોઇએ.

૨૦૦—કેટલાએક ભાઇઓ તથા પૂજારીઓ છૂટાં પ્રતિમાજીને તથા સિદ્ધચક્ર વગેરેને આજુ બાજુ પધરાવતી વખતે એકજ હાથે તદન અધર અને ફક્ત તેમના મસ્તકનોજ ભાગ ગમે તે રીતે ઝાલીને જોરથી પધરાવે છે જેથી અવાજ પણ થાય છે, તો એવી રીતે પધરાવવાથી ભગવાનનો અવિનય અને અનાદર થાય છે, માટે બહુમાન પૂર્વક બે હાથે યોગ્ય રીતે લઇને ધીરેથી પધરાવવા ખ્યાલ રાખવો જોઇએ.

૨૦૧—કોઈ ભાઈ જે પ્રતિમાજીને પ-

ખાલ વગેરે કરીને કેસર ઘસવા ગયેલ હોય છે, તે દરમ્યાનમાં ( તેટલામાં ) બીજો કોઈ ભાઈ આવીને જાણતાં કે અજાણતાં પૂજા કરે છે; તો તે પ્રથમ પખાલ કરનાર ભાઇને ક્રોધ ચઢે છે, અને તેની સાથે લડે છે, અથવા અસભ્ય વચનો પણ બોલે છે, પણ તે ઘણુંજ અનુચિત છે, કારણ કે કોઈ ભાઇએ કદાચ પહેલી પૂજા કરી, અને ત્યાર બાદ આપણે પૂજા કરી, તો તેથી કંઈ આપણને ઓછોજ લાભ મળશે એમ નથી. કારણ કે લાભનો આધાર શમતા અને શુદ્ધ ભાવ ઉપર છે; તો તેવી અજ્ઞાનદશા છોડી દઈ દેહરાસરમાં જેમ બને તેમ શાન્તિથીજ વર્ત્તવું જોઇએ.

૨૦૨—કેટલાએક ભાઇઓ દેહરાસરમાં તથા ઉપાશ્રય વગેરે ધર્મસ્થાનોમાં કંઈ

પણ કારણ વિના હાસ્યથી, અથવા વાચાલ પણાથી, એક બીજાને ગાળો તથા અસભ્ય વચન બોલે છે, પરન્તુ તેઓએ ખાસ વિચાર કરવાનો છે કે વિના કારણે તેવી આશાતના શા માટે કરવી જોઇએ. ભગવંતની આગળ આવીને કંઈ પણ સદ્ગુણ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, તેને બદલે દુર્ગુણની વૃદ્ધિ કરવી તે કેટલું અયોગ્ય ગણાય ?

૨૦૩—કંઈક વખત રકાબી, વાડકીઓ, પૂજાનાં કપડાં, અંગલૂહણાં ઈત્યાદિ વસ્તુઓને માટે કેટલાએક ભાઇઓ પરસ્પર અથવા પૂજારીઓ સાથે દેહરાસરમાંજ અસભ્ય વચનો બોલે છે, લડે છે, એટલુંજ નહિં પણ કોઈ કોઈ વખતે મારામારી પણ કરે છે. તે ભાઇઓ જો પોતાના આત્માના

તે વખતના ચિતાર ઉપર ખ્યાલ કરશે તો તેઓને માલૂમ પડશે કે આ આશાતનાનું ફળ તો ભોગવવુંજ પડશે, પરન્તુ તે ઉપ- શાંત મંદિર જેવા શાન્ત સ્થાનમાં તેવું અયોગ્ય વર્ત્તન કેટલું હાસ્યાસ્પદ અને નિં- દનિક છે.

૨૦૪—કેટલાએક ભાઇઓ દેહરાસરમાં દર્શન પૂજા કરતાં કંઈ પણ અવશ્ય પ્ર- યોજન વિના એટલી બધી ઉતાવળથી ક્રિયા કરતા જણાય છે કે તેઓની ક્રિયા નહિં જેવીજ થાય છે; તો આખો દિવસ પોતા- ના સંસાર કાર્યમાં રોકાય, તેમાંથી ફક્ત અમુક વખત દર્શન પૂજાના ઉપયોગમાં આવે, તેમાં પણ એટલી બધી ઉતાવળ થાય તો આ જીવને શાન્તિનો અવસર કયારે મળેશે ? માટે જો કંઈ ઉતાવળનું

પ્રયોજન હોય તો થોડી ક્રિયા કરવી પણ શાન્તિથીજ કરવી.

૨૦૫—પ્રભુના નવ અંગ સિવાય બીજે અંગે અયોગ્ય દેખાય તેવી રીતે પૂજા કરવી નહિં, પરન્તુ યોગ્ય અંગેજ પૂજા કરવી ઉચિત છે.

---

## ॥ कार्यवाहकोए ख्यालमां राखवा योग्य ॥
## देहरासरना पूजारी वगेरे नोकरोना धारा.

૧—દરેક નોકરને ૧ વર્ષમાં અમુક દિવસની ચઢતા પગારે રજા આપવાનો નિયમ કાર્યવાહકોએ રાખવો જરૂરને છે, કે જેથી તેઓને ઉમંગથી કામ કરવાનો સંતોષ રહે.

૨—કોઈ પણ નોકરે પોતાના હસ્તકનું કોઇ પણ કામ અધૂરૂં અથવા રઝળતું મૂકવું નહિં, છતાં કોઈ કાર્ય કરતાં ખાસ

કારણુસર તે કાર્ય છોડયા વિના ન ચાલે તેમ હોય તો ચાલુ કાર્યનો યોગ્ય બંદોબસ્ત કર્યા બાદ છોડવું.

૩—જે આખા દિવસના કાયમી નોકરો હોય તેમણે દેહરાસર તથા તેને લગતા ખાતા સંબંધિ પરચુરણ કામકાજ પોતાને મલતા પગારથીજ કરવાનું છે, માટે પગાર ઉપરાંત કંઇ પણ માગણી પરચુરણ કાર્ય માટે કરવી નહિં, પરન્તુ ફળ, નૈવેદ્ય, કાચી લ્હાણી, વગેરે જે દેશમાં જે રિવાજ પ્રમાણે મળતું હશે તે રિવાજ પ્રમાણે મલશે અને કોઇક મોટું અને નવું કામ તેઓની પાસે કરાવવું પડે તો તે સંબંધિ મહેનતનો પગાર તેમને જુદો આપવામાં આવશે.

૪—ખાસ જરૂરના કારણ સિવાય એકી

વખતે ૨ થી વધુ નોકરોને રજા આપવા-માં આવશે નહિ.

૫—કોઇ પણ નોકરને રજા ઉપર જવું હોય, અથવા ગેરહાજર રહેવાનું હોય તો વહીવટ કરનારની રજા લીધા વિના તેમ કરવું નહિ.

૬—કોઇ પણ નોકરને નોકરીમાંથી છૂટા થવું હોય તો એક માસ અગાઉ વહીવટ કરનારને લેખિત ખબર આપવી.

૭—કોઈ પણ નોકરને કોઇ પણ જૈન ગૃહસ્થ અથવા દેખરેખ રાખનાર વગેરે તરફથી કંઇ પણ સૂચના કરવામાં આવે તો તે સુચનાનો બનતા પ્રયત્ને યોગ્ય રીતે અમલ કરવો. તથા કંઇ પૂછવામાં આવે તો સભ્યતા પૂર્વક યોગ્ય ખુલાસો કરવો, પરન્તુ તોછડાઈથી બેપરવા રાખી જવાબ

આપવો નહિં, અને તકરાર કરી ગાળ વગેરે અસભ્ય વચન બોલવાં નહિં, પરન્તુ પોતાને જે કહેવાનું હોય તે વહીવટ કરનારને સભ્યતા પૂર્વક કહેવું જોઇએ.

૮—હરેક નોકરનો પ્હેલા ૧ માસનો પગાર ડીપૅાઝીટ ( અનામત ) રાખવામાં આવશે, અને તે પગાર નોકરીમાંથી છૂટા થતી વખતે મજરે આપવામાં આવશે.

૯—ઉપરના તથા આગળના ધારા વિરૂદ્ધ કોઈ પણ નોકર વર્તશે અથવા કોઈ પણ ગેરવ્યાજબી વર્તણુક માલૂમ પડશે તો યોગ્ય શાસન કરવામાં આવશે, અને કોઈ મોટો ગુન્હો કરશે તો તુર્તજ નોકરીમાંથી દૂર કરવામાં આવશે, અને તેવા પ્રસંગે ડીપૅાઝીટ રાખેલો ૧ માસનો પગાર મલી શકશે નહિં.

## ॥ પૂજારીઓના કામકાજની તપસીલ ॥

૧૦—દેહરાસર ખોલવાનો તથા મંગલિક (બંધ) કરવાનો વખત.

| વખત. | શિયાળે. | ઉનાળે | ચોમાસે. |
|---|---|---|---|
| સવારે ઉઘાડવાનો વખત | ૬ વાગ્યે | ૫ વાગ્યે | ા વાગ્યે |
| સવારે મંગલિક કર. વ. | ૧ વાગ્યે | ૧૨ ,, | ૧૨ાા ,, |
| સાંજે ઉઘાડવાનો વખત | ૬ ,, | ૭ ,, | ૬ાા ,, |
| સાંજે મંગલિકનો વખત | ૭ ,, | ૮ ,, | ૭ાા ,, |

વરસાદ વર્ષતો હોય તે વખતે અનુકૂળ ટાઇમે વર્તવું.

૧૧—સવારે અંધારૂં ન પડતું હોય

તેવા ગભારાઓમાં દીવા કરવાની જરૂર જ- ણાતી નથી, પરન્તુ અંધારૂં પડતું હોય તેવા ગભારામાં દીવો અવશ્ય કરવો જોઇએ અને તે દીવો દિવસનું અજવાળું થતા સુધી રાખીને ત્યાર બાદ બંધ કરવો. તથા જી- વની જયણા સચવાય તેવી રીતે ફાનસ વગેરેમાંજ દીવો રાખવો જોઇએ, પરન્તુ ઉઘાડો રાખવો નહિં, અને કદાચ તેમ ન બની શકે તો આખરે દીવાઢાંકણું ઢાંકીને પણ દીવો રાખવા ભૂલવું નહિં.

૧૨—હરેક પૂજારીએ પોતાના હસ્તકના ગભારામાં શિયાળામાં ૧૧ વાગ્યા સુધીમાં, ઉનાળામાં ૧૦ વાગ્યા સુધીમાં, અને ચો- માસામાં ૧૦॥ વાગ્યા સુધીમાં સવારમાં પૂજા કરી લેવી જોઇએ.

૧૩—હરેક પૂજારીએ પોતાના હસ્તકના

ગભારામાં સાફ સૂફ રાખવું, પણ કચરો, જાળાં, ધૂળ, ફૂલ, કાગળો વગેરે એકઠું થવા દેવું નહિં.

૧૪—મુખ્ય ગભારાના પૂજારી સિવાયના બીજા પૂજારીઓએ પૂજા, આરતી, દીવો, ધૂપ વગેરે કરવામાં જેટલો વખત લાગે તેટલો વખત ચાલે એટલું ઘી દીવામાં પૂરીને જવું, જેથી દીવો અખંડ બળતો રહે, પરંતુ વધારે ઘી પૂરવું નહિં, જેથી પૂજા કરીને ગયા પછી પણ લાંબા વખત સુધી દીવો નકામો બળતો રહે નહિં, અને કોઈ વખત કંઈ સળગી જવા વગેરેનો અકસ્માત ભય ઉપજવાનો પણ સંભવ રહે નહિં.

૧૫—હરેક પૂજારીએ પૂજા કરીને પોતાના હસ્તકનો ગભારો છોડતા પહેલાં

નીચેની બાબતો પર ખાસ લક્ષ્ય રાખવું.

૧–પ્રતિમાજી વગેરેના અંગોપાંગમાં વાશી કેસર ફુલ અને પાણી રહી ગયું હોય તો તે બરાબર સાફ કરી નાખવું.

૨–પ્રતિમાજી વગેરેની પૂજા કરવી રહી ગઈ હોય તો તપાસીને કરી લેવી.

૩–પ્રતિમાજી વગેરેને વાંકાંચુંકાં અને જેમ તેમ પધરાવ્યાં હોય તો તપાસીને બરાબર રીતે યોગ્ય સ્થાને પધરાવવાં.

૪–પવાસણ ઉપર તથા ખાળો વગેરેમાં ફુલ, કચરો, કે પાણી રહી ગયું હોય તો તપાસીને સાફ કરવું.

૫–પૂજા માટે ઘસેલું શુદ્ધ કેસર વધ્યું હોય તો સૂકવી નાખવું કે જેથી વાસક્ષેપના ઉપયોગમાં આવે, અને નકામું બગડે નહિં.

૬–પૂજા કરતાં વધેલું પાણી, તથા ન્હવણનું પાણી, તથા બીજી કોઈ બગડે તેવી ચીજ રહી હોય તો યોગ્ય રીતે તેની વ્યવસ્થા કરવી.

૭–જાળી, બારણાં, બારીઓ, વગેરે જે જગ્યાએથી પશુ પક્ષી આવી શકે તેવું હોય તો તપાસીને ચોક્કસ રીતે બંધ કરવાં. નહિં તો કોઇ પ્રસંગે જીવહિંસાનો અને પશુ પક્ષીઓની વિષ્ટા વગેરેથી દેહરાસર મલિન થવાનો પણ સંભવ છે.

૮–પોતાના ગભારાનાં તાળાં ચોક્કસ રીતે બંધ કરી ફરી ખખડાવીને ખેંચીને તપાસી જોવાં. નહિતર ઘણી વખતે ઉઘાડાં પણ રહી જાય છે.

૧૯––કોઇ દેશી કે પરદેશી ભાઇઓ

પૂજા કરવા આવે તેમને જે ચીજનો ખપ હોય અથવા બીજું કામ હોય તો પોતાની હાજરી વખતે સભ્યતાથી તે કામ કરી આપવું.

૧૭—કોઇ પણ પૂજારી પૂજા વગેરે કાર્યમાં રોકાયેલ હોય તે વખતે કોઈ તરફથી તેઓને કંઈ કામ બતાવવામાં આવે, તો તેમણે પોતાના હાથમાં જે કામ ચાલુ હોય તે પૂર્ણ કરીને, અથવા યોગ્ય ગોઠવણ કરીને અવસર જોઈ કામ કરી આપવું, પરન્તુ ચાલુ કામને રઝળતું મૂકવું નહિં, તથા બતાવેલા કામમાં બેદરકારી પણ કરવી નહિં. તથા કોઈ અચાનક ખાસ કાર્ય આવી પડયું હોય તો તે કાર્ય પ્હેલું કર્યા બાદ પૂજા વગેરેનું કાર્ય કરવું.

૧૮—દરેક પૂજારીએ પોતાના ગભારામાં

હંમેશાં જો કોઇ શ્રાવકો મૂળ નાયકજીની અગર બીજાં પ્રતિમાજીની પૂજા કરતા હોય તો તે સિવાય બીજી પ્રતિમાઓની પૂજા કરી લેવી, અને પોતાનો ગભારો છોડતા સુધીમાં ઉક્ત શ્રાવકોએ પૂજા ન કરી હોય તો પોતેજ પૂજા કરી લેવી, પરન્તુ ગભારો છોડયા બાદ તે ગભારામાંની કોઈપણ પ્રતિમા અપુજય હોવી ન જોઇએ. કારણ કે તે શ્રાવક કોઇ પ્રસંગને લઇને નહિં આવી શકે તો તે પ્રતિમાઓ તદ્દન અપૂજય રહેવા પામે નહિ.

૧૯—હરેક પૂજારીએ પોતાના ગભારા આગળ હંમેશાં સાંજરે આરતી તથા ધૂપ કરવો, અને સર્વ પૂજારીઓથી ન બને તો મુખ્ય પૂજારીએ મુખ્ય ગભારા આગળ આરતી ધૂપ કરવો, અને બીજા પૂજારીઓ-

એ ફક્ત દીવો ધૂપ કરવો.

૨૦—મુખ્યત્વે તો જે શ્રાવકો હંમેશાં નિયમિત રીતે આરતી ઉતારતા હોય તેવા શ્રાવકોની અંધારૂં થતા સુધી રાહ જોવી, ને છેવટે તેઓ ન આવે તો જે કોઇ શ્રાવક દેહરાસરમાં દર્શન કરવાને આવેલ હોય તેઓની પાસે આરતી ઉતરાવવી અને ધૂપ કરાવવો. તેમ પણ ન બની શકે તો છેવટે પૂજારીએ પણ આરતી તથા ધૂપ ઉતારવો.

૨૧—પ્રભુ પધરાવેલા હોય અથવા પધરાવાતા હોય તે જગ્યાએ ચડવું બેસવું અથવા ઉભા રહેવું નહિં, છતાં આંગી રોશની વગેરે કોઈ અવશ્યના કાર્ય માટે ચડવું કે બેસવું પડે તો પાટ પાટલો કે બાજોઠ રાખીનેજ ચડવું બેસવું જોઇએ,

અને તે સ્થળે ઘી વગેરેથી ચિકાશ ન થવા દેવી, કારણ કે ચિકાશ થવાથી જીવની ઉત્પત્તિ અને વિરાધના થાય છે. ( અને એજ કારણથી દીવા વગેરેની નીચે થાળી રાખવી જરૂરની છે. )

૨૨—દરેક પૂજારીએ પ્રથમ ભગવાનની પ્રતિમાઓની અને ચરણપાદુકાઓની પૂજા કરવી, ત્યાર બાદ શ્રી સિદ્ધચક્રજીની, ત્યાર બાદ આચાર્યપ્રતિમાની અથવા તેમના ચરણપાદુકાની, ત્યાર બાદ અષ્ટમંગલિકની ત્યાર બાદ યંત્રનાં પતરાંની પૂજા કરવી; ત્યાર બાદ યક્ષ તથા યક્ષણીની પૂજા કરવી, તથા ભગવાનની પ્રતિમાનું, અને સિદ્ધચક્રજીનું કેસર, તથા યક્ષ યક્ષણી અષ્ટમંગલિક વગેરેનું કેસર, એ બે કેસર જૂદાં રાખવાં. પરન્તુ આચાર્ય દેવીયો વગેરેને જે

કેસરથી પૂજા કરી હોય તે કેસરથી ભગવાનની પ્રતિમાની અને સિદ્ધચક્રજીની પૂજા ન થાય તે ખ્યાલ રાખવો.

૨૩––બળેલી દીવાસળીઓ, તથા ઉતરેલાં ફુલ વગેરે વસ્તુઓ દેહરાસરમાં જેમ તેમ નાખવાથી કચરો એકઠો થાય છે, અને એક જગ્યાએ ભેગો કરી રાખવાથી જીવાત ઉત્પન્ન થાય છે માટે તેવી નકામી વસ્તુઓ દેહરાસર બહાર યોગ્ય સ્થાને ત્યાગ કરવી જોઇએ.

૨૪––મુખ્ય પૂજારીઓએ દેહરાસર મંગલિક થતા સુધી પૂજા વગેરે કાર્ય સંપૂર્ણ થયા બાદ નવરાશ હોય તો ઘેર અથવા આડા અવળા નહિ ચાલ્યા જતાં દેહરાસરના મુખ્ય દ્વાર આગળ અથવા બીજી યોગ્ય જગ્યાએ બેસી દેહરાસરની સંભાળ

રાખવી, અને કટોરા સાફ કરવા વગેરે વધારાનું કામકાજ કરવું, અથવા આરતી, સ્તવન, સ્નાત્ર વગેરે શીખવું. કારણ કે જો મુખ્ય પૂજારી હાજર ન હોય તો તે દરમ્યાન કોઇ દર્શન પૂજા કરવા આવે તેઓને કેસર વગેરે ઉપયોગી ચીજોની ઘણી અડચણ પડે છે. માટે મુખ્ય પૂજારીએ દેહરાસર મંગલિક થતા સુધી દેહરાસરમાં હાજર રહેવાનું ખાસ લક્ષ્ય રાખવું. તેમ છતાં ખાસ કારણસર ઘેર જવાની જરૂર પડે તો બીજા પૂજારીને હાજર રાખી જઈ આવવું.

૨૫—ઘણાખરા પૂજારીઓ વખતના બચાવ માટે પખાલ કરીને અથવા એકાદ અંગલૂહણું પણ જેમ તેમ કરીને કેસર ઘસવા વગેરે કાર્ય કરવા જાય છે, તે દરમ્યાનમાં પખાલનું પાણી ભગવાનના અંગ

ઉપર સૂકાઇ જાય છે, જેથી બીજાં અંગ-લૂહણાં કરતાં વધુ વખત લાગતો નથી. પરન્તુ જે પાણી સ્વતઃ સૂકાઇ જાય છે તે પાણીનો મેલ ધીમે ધીમે ભગવાનના અંગ ઉપર જામી જાય છે. માટે તેમ નહિ કરતાં કેસર વગેરેની સામગ્રી પ્રથમથીજ તૈયાર કરી રાખવી, અને અંગલૂહણાં કરી [1] તુર્તજ પૂજા કરવી.

૨૬—કોઈ વખતે કોઈ પૂજારી ગેરહાજર હોય છે, ત્યારે બીજાને બે અથવા તેથી પણ

---

૧ જો કે અંગલૂહણાં કર્યાં બાદ તુર્ત જ પૂજા કરવી એવો શાસ્ત્ર લેખ જોવામાં કે સાંભળવામાં નથી,પરન્તુ અંગલૂહણાં થયા બાદ ભગવાનને કેટલીક વાર સૂધી અપૂજ્ય રાખવા એ વ્યવહારમાં શોભનિક દેખાતું નથી માટે મારી સમજ પ્રમાણે તુર્ત પૂજા કરવી યોગ્ય લાગે છે.

વધુ ગભારાની પૂજા કરવાની હોય છે, ત્યારે તે પૂજારી પ્રથમ દરેક ગભારામાં પખ્ખાલ કરી આવે છે, અને પછી પૂજા કરવા જાય છે, પણ તેથી ઉપર લખ્યા મુજબ પાણી સૂકાઇને મેલ થવાનો સંભવ છે, અને કોઈ વખતે ભૂલથી કોઈ ઠેકાણે પૂજા, ન્હુવણનું પાણી, વગેરે રહી જવાનો સંભવ છે માટે એક ગભારાનું સર્વ કામ પૂર્ણ કર્યા બાદ બીજા ગભારાનું કામ કરવું વિશેષ યોગ્ય છે.

૨૭—વળી કેટલાએક પૂજારીઓ બે હાથે બે અંગલૂહણાં સાથે કરે છે, તેથી પણ પાણી બરાબર સાફ થતું નથી ને મેલ થાય છે, માટે બે હાથે બે અંગલૂહણાં એક સાથે ન કરવાં, તથા પાણી, વાશી કેસર, પુષ્પ વગેરે કંઇપણ રહી ન જાય તેવી રીતે સ્વચ્છ અંગલૂહણાં કરવાં જોઇએ.

૨૮—કેટલીએક વખતે શ્રાવકો પરદેશ જતાં આવતાં, અથવા પર્વ દિવસોમાં, અથવા પોતાને ત્યાં કોઈ શુભ અવસર હોય ત્યારે, અથવા તો પૂજારી વગેરેને ઘેર કંઇ શુભ પ્રસંગ હોય ત્યારે, તેઓને રાજીખુશીથી દ્રવ્ય–ખોરાક–કે કપડું બક્ષીસ આપે છે, તે આપવાનો મૂળ હેતુ એ છે કે તેઓ પ્રભુની ભક્તિ વિશેષ ઉલ્લાસ ભાવથી કરી શકે, પરન્તુ તેને બદલે પૂજારી વગેરે તેવો હેતુ નહિ સમજવાથી ભગવાનની ભક્તિ અધિક કરવાને બદલે માત્ર બક્ષીસ આપનાર ગૃહસ્થોનુંજ કાર્ય કરવામાં તત્પર રહે છે, અને બીજા કાર્ય તરફ બેદરકાર રહે છે, કંઇક વખત તો પ્રભુની પૂજા વગેરેનું કાર્ય છોડીને પણ તે બક્ષીસ આપનારનુંજ કાર્ય કરવા મંડી જાય છે, અને તેમ કર-

વાથી કેટલીએક વખત તો કજીઆ ટંટા પણ ઉભા થાય છે, માટે તેવી રીતે બક્ષીસ આપનાર માત્રનું કાર્ય નહિ કરતાં ભગવંતની ભક્તિ સંબંધિ કાર્યજ વિશેષ કરવું ચોગ્ય છે.

૨૯—કેટલાએક દેહરાસરોમાં આંગી બપોર પછી રચવાનો રિવાજ હોય છે, અને તેથી સવારે પખાલ કરી પૂજા કરી હોય ને પછી બપોરે આંગી રચવી પડે તે વખતે આંગીમાં વરખ ઉપર ફરીથી કેસરપૂજા કરવી પડે તે માટે કેટલાએક પૂજારીઓ પખાલ કરી રહેવા દેછે, ને પછી ઘણા લાંબા વખતે તેમની પુરસદે આંગી રચી પૂજા કરે છે, પણ તેમ કરવું ઘણુંજ અઘટિત લાગે છે, માટે સવારે પખાલ કરી તુર્તજ આંગી રચવી, અને તે ઉપર કેસરપૂજા કરી લેવી

અથવા તો સવારે પખાલ કરીને કેસરપૂજા કરી લઈ પછી ફુરસદ વખતે બપોરે આંગી રચવી. એ સંબંધિ પૂજારીઓએ ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. અને કાર્યવાહકોએ પણ આ બાબતમાં લક્ષ્ય આપવું જોઇએ, જેથી પૂજારીઓ તેમ કરી શકે નહિં.

૩૦—જે પૂજારીઓને અંગલૂહણાં ધોવાનાં હોય છે, તેઓ ઉતાવળને લીધે ખાલી પાણીમાં પલાળી સૂકવી દે છે, તેથી તે અંગલૂહણાં ઘણાં જાડા થઇ જાય છે, અને અસ્વચ્છ રહે છે, અને સૂકાયા પછી પણ અક્કડ ( આકરાં ) થઇ જાય છે, અને તેવાં અંગલૂહણાં નરમ ( મલમલ વગેરે મુલાયમ કપડાનાં ) રાખવા કાર્યવાહકોએ ખાસ ધ્યાન આપવું. તેમજ અંગલૂહણાં ધોવાનું કાર્ય બનતા સુધી કાજો વગેરે કા-

ઢનાર માણુસને સોંપવું, જેથી તેઓ શાન્તિથી ધુએ તો આકરાં થાય નહિં. પુન: તે માણુસો પણ અંગલૂહણુાંને સાબુ અથવા ધોકણુાથી ધોતા હોય તો તેમ નહિં ધોવા દેતાં સાદી રીતેજ ધોવા કહેવું. કારણુ કે દેહરાસરમાં પ્રભુનાં અંગલૂહણુાં એ રીતે ધોવાં વ્યાજબી નથી. તથા અંગલૂહણુાં ઘણે દહાડે અક્કડ થવા આવે તો બીજાં અંગલૂહણુાં બદલવાં, તેમ ન બને અને બહુ મલિન થયાં હોય તો સૅાડા વગેરે લગાડીને દેહરાસર બહાર સારી જગ્યાએ ધોવાં જોઇએ.

વળી અંગલૂહણુાં કડક રહેવાનુ કારણુ એ પણુ જણુાય છે કે તે અંગલૂહણુાં કોરા કપડાનાં રાખવામાં આવે છે તેથી ખાર અથવા આહારને લઇને કડક રહે છે, માટે તેવાં કપડાંને કોઈપણુ ઉપાયે ખાર આહાર

કાઢીને વાપરવાં યોગ્ય છે.

૩૧—કેટલાએક પૂજારીઓને તો પૂજા કરવાના અનુક્રમની પણ ખબર હોતી નથી, તેથી જે તે અંગે જેમ તેમ પૂજા કરી દે છે, માટે પૂજામાં કુશલ પૂજારીને રાખવો જોઇએ, અથવા તો કાર્યવાહકોએ પૂજાનો અનુક્રમ સારી રીતે શીખવવો જોઇએ.

૩૨—ઘણી વખતે પૂજારીઓ એટલા જોરથી પખાલ કરે છે કે પ્રતિમાઓ અરસ્પરસ ભટકાય છે, પડી પણ જાય છે, અને સ્થીર કરેલ પ્રતિમાજી વખતે ઉખડી પણ જાય છે, માટે તેવી ઉતાવળથી અથવા જોરથી પખાલ વગેરે નહિં કરવા માટે કાર્યવાહકોએ સૂચના આપવી અને દેખરેખ રાખવી.

૩૩—કેટલાએક પૂજારીઓ પ્રતિમાજીના

આગલા અંગનો પખાલ કરે છે અને બીજા આજુબાજુના અંગનો પખાલ આળસને લીધે કર્યા વિનાજ રહેવા દે છે, તેથી ભગવાનની આજુબાજુ ઘણો મેલ થઈ જાય છે, માટે શાન્તિપૂર્વક પ્રતિમાજીને સર્વાંગે સર્વ બાજુએ પખાલ કરવો જોઇએ.

૩૪—જે દેહરાસરોમાં ઉપર પણ ગભારા હોય છે, ત્યાંના પૂજારીઓ અથવા પૂજા કરનાર શ્રાવકો નીચેથી રૂ—દીવાસળી—અગરબત્તી વગેરે ઉપર લઈ જવાના આળસથી ધૂપ કે દીવો ( ઉપરના ગભારામાં ) કરતા નથી; તો એવા પ્રકારનું આળસ રાખવું યોગ્ય નથી. અથવા બની શકે તો કાર્યવાહકોએ તેવી ધૂપ વગેરે આવશ્યક ચીજો દરેક ગભારે જુદી જુદી રાખવા ગોઠવણ કરવી.

૩૫--પૂજારીઓ જ્યારે ન્હાયલા ન હોય ત્યારે મુખ્ય ગભારા વગેરેમાં દીવા વગેરે કરવાને જ્યારે જવું પડે, તે વખતે તેઓ પોતાનાં અશુદ્ધ કપડાં પહેરીને જાય છે, માટે તેમ કરવું વ્યાજબી નથી, અને એ પ્રમાણે જો પૂજારીઓને અશુદ્ધ કપડે ગભારામાં જવાનો બાધ ન ગણીયે તો પછી શ્રાવક ભાઇઓ પણ દેખાદેખીથી મરજી પ્રમાણે ગભારામાં પ્રવેશ કરે તેથી ભગવાનનો વિનય સચવાય નહિં, માટે પૂજારીઓએ બની શકે ત્યાં સુધી પૂજાનાંજ કપડાં પહેરી ગભારામાં દાખલ થવું જોઇએ, છતાં કોઈ દેશમાં ઘણી ઠંડી હોવાથી વારવાર નાહીને કપડાં બદલવાં અશકય લાગે તો ગભારામાં પ્રવેશ કરવાનાં કપડાં ખાસ જૂદાં રાખવાં જોઇએ, ને તે પણ શુદ્ધ રાખવાં જોઇએ.

૩૬—કેટલીક વખતે દીવો કરતાં ગભારાની અંદરજ અથવા રંગમંડપમાંજ દીવાસળી સળગાવવામાં આવે છે, અને તે બળી રહેલી દીવાસળી પુનઃ ત્યાંજ નાખી દેવામાં આવે છે. તેથી ગંધ્રપની દુર્ગંધ ફેલાય છે. માટે દેહરાસરની બહારજ દીવો કરી અંદર લાવવો, જેથી દુર્ગંધ ફેલાય નહિં, અને કચરો પણ થાય નહિં.

૩૭—કેટલીક વખત દીવાની નીચે ઘી ટપકવાથી તેજ વાશી દીવટો જેમ તેમ નાખવાથી કચરો અને કીડીઓ વગેરેની ઉત્પત્તિ થઈ જાય છે, માટે દીવાનું ઘી ભોંયપર ટપકે નહિં તે માટે દીવાની નીચે થાળી રાખવી જોઇએ, અને વાશી દીવટો એક વાસણમાં એકઠી કરી રાખવી, અને તે દીવટોને કીડીઓનો ઉપદ્રવ ન થાય તે

રીતે વિવેકથી જમીનગત કરવી જોઇએ અથવા દેહુરાસર બહાર રાખમાં અથવા ચૂનામાં રગદોળી અથવા બાળી નાખવી જોઇએ.

૩૮—અખંડ દીવા અથવા બીજા દીવા બળી રહેતાં વધેલો ભાગ અથવા ગુલ (દીવટનો બળીને વળગી રહેલો મોગરો ) વગેરે તેના તેજ કોડીયામાં અથવા તેની નીચેની થાળીમાં નાખવામાં આવે છે, અને પછી તે ફાનસ અથવા થાળી સાફ કરતાં તેમાં રહેલું ઘી બળતા દીવામાં નાખવામાં આવે છે તેથી, તથા ઘી ખોરૂં અને હલકું વાપરવાથી તેથી ઘી ગંધાય છે, અને દીવા સારા બળતા નથી, માટે તે વધેલી દીવટો તથા ગુલ વગેરેને વિવેકથી જમીનગત કરવાં જોઇએ. અને ઘી હલકું તથા ખોરૂં વાપ-

રવું નહિં, તેમજ ટપકેલ ઘી બળતા દીવામાં નહિં નાખતાં જૂદું લઈ લેવું, અને તેને બીજા જુદા દીવામાં બાળવું.

૩૯—દીવાનાં ફાનસો તથા દીવા નીચેની થાળીઓ તથા ઘી રાખવાનાં વાસણો ઘણા લાંબા વખત સુધી સ્વચ્છ નહિ કરવાથી પણ ઘી ગંધાય છે, અને દીવા પણ બળતા નથી, માટે તે વાસણો બનતા સુધી દર-રોજ સાફ કરવાં, અથવા બને તેટલાં વેળાસર સાફ કરવાં. અથવા છેવટે જે દિ-વસે નવું ઘી ભરવાનું હોય તે દિવસે તો જરૂર સાફ કરવાં જોઇએ. તેમજ ઘી ગળીને લેવું, અને બગડે નહિં તે માટે તેમાં જરા કપૂર અથવા બરાસ નાખવો.

૪૦—ભગવાનને પખાલ કરતા પહેલાં એક પલાળેલા અંગલુંછણાથી ઘસીને વાશી

કેસર કાઢી નાખવું, અને કોઈ બારીક ભાગોમાં કેસર વગેરે રહી ગયેલ હોય તો સળીથી સાફ કરવું. તેમ છતાં પણ સાફ ન થાય તો ધીરેથી વાળાકુંચી ફેરવીને સાફ કરવું. (આજ કાલ ઘણે ઠેકાણે ફક્ત વાળાકુંચીથીજ બધી સ્વચ્છતા કરવામાં આવે છે તે પ્રતિમાજીના અંગને નુકશાનકર્તા છે માટે તેમ ન કરવું.) એ પ્રમાણે કરવાથી કદાચ વખત સ્હેજ વધુ લાગશે પરન્તુ પ્રતિમાજી સારી રીતે સચવાશે અને વિવેક પૂર્વક કાર્ય કર્યું ગણાશે.

૪૧—યોગ્ય રીતીસર કહ્યા પ્રમાણે હરેક પ્રતિમાજીને પખાલ કરવામાં જે પૂજારી બેદરકારી રાખે તે પૂજારીને માટે કાર્યવાહકોએ યોગ્ય શાસન કરવું જોઇએ.

૪૨—પુનઃ પખાલ વખતે ઘણા પૂજા-

રીઓ પ્રતિમાજી તથા સિદ્ધચક્રજીનો અ-
વ્યવસ્થિત રીતે ઢગલો દેખાય તેમ એકઠાં
કરી દેછે, અને ઉપરા ઊપરી પણ ગોઠવે
છે, માટે તેમ કરવું નહિં. કારણ કે એથી
મોટી આશાતના થાય છે.



# पूजारीओना कार्यनी तपसील.

૧—પૂજાના કપડા સિવાય અથવા ગભારામાં પ્રવેશ કરવાના કપડા સિવાય બીજું કપડું પહેરીને અથવા કાંબલમાત્ર પહેરીને ગભારાની અંદર જવું નહિં, તથા બીજું કોઈ આવતું હોય તો તેને પણ સભ્યતાથી નહિ પ્રવેશ કરવા માટે સમજાવવું.

૨—પૂજા વગેરે કરવાનાં કપડાં ભગવાનની દૃષ્ટિ સન્મુખ બદલવાં નહિ, તેમજ બીજો કોઈ બદલતો હોય તો સભ્યતાથી તેમ નહિં કરવા સમજાવવું.

૩—પૂજાનું કેસર ઘણું પાતળું નહિં ઘસતાં ભગવાનના અંગ ઉપર ઠરે ને રેલાઇ જાય નહિં તેવું જાડું ઘસવું.

૪—પખાલનું દૂધ હંમેશાં ગાળીનેજ વાપરવું.

૫—ગભારાની અંદર કામ કરવું હોય તો તે વખતે અષ્ટપટ મુખકોશ બાંધીનેજ દરેક કાર્ય કરવું.

૬—પ્રથમ ગભારામાંથી ભીંતોનો તથા જાળીયો વગેરેનો કચરો કાઢીને ત્યાર બાદ રંગમંડપમાંથી કચરો કાઢવો. ત્યાર બાદ પ્રભુને મોરપીંછીથી પ્રમાર્જીને પવાસણનો પવાસણની ચાકીનો અને ગભારાનો કાજો લેવો, અને જીવરક્ષા થાય તેવા યોગ્ય સ્થાને તે કચરો નાખવો.

૭—પૂજાનાં વાસણો ઉપયોગમાં લેતા પહેલાં ધોઈ સાફ કરીને વાપરવાં. તથા ધુપીયાંને પણ પ્રથમ ખંખેરી પૂજીને ત્યાર પછી વાપરવાં.

૮—બનતાસુધી ન્હવણનું પાણી પવાસણથી નીચે પડવા દેવું નહિ; છતાં કદાચ

પડે તો તુર્તજ ( ચંપાય નહિ તે માટે ) સાફ કરી લેવું.

૯—હરેક પ્રતિમાના કોઇપણ અંગમાં પાણી ન ભરાઇ રહે તે માટે અંગલૂહણા ની બત્તી કરીને તે અંગ સ્વચ્છ કરવું.

૧૦—પ્રતિમાજીના અંગલૂહણાં, કેસર, પુલ, વાળાકુંચી, બરાસ વગેરે પૂજાનો સામાન પોતાના હાથ સિવાય શરીરના કોઈપણ ભાગમાં અડવો ન જોઇએ.

૧૧—પ્રતિમાજીની અંગપૂજાની કોઈ-પણ ચીજ જ્યાં ચાલવું, ઉઠવું, બેસવું, થાય છે તેવી કોઇપણ જગ્યાએ નીચે જ-મીનપર નહિં મૂકતાં પાટ પાટલા કે બા-જોઠપર ઉંચી જગ્યાએ મૂકવી.

૧૨—ભગવાનની જમણી બાજુએ દીવો અને ડાબી બાજૂએ ધૂપ રાખવો.

૧૩—પોતાને કપાળે ચાંલ્લો કરીને અથવા પૂજા કરતાં પોતાના હાથ શરીરે કે કપડે અડયા હોય તો પુનઃ હાથ ધોઇને પૂજા કરવી.

૧૪—પાણીથી હાથ ધોઈને રૂમાલથી લૂછવા, પરન્તુ પૂજા વગેરેના કપડાથી કે કાંબળથી લૂછવા નહિં. તથા ભીંત, થંભાદિકે પણ લૂછવા નહિં.

૧૫—ન્હવણ જળ, અંગલૂહણાં અથવા હાથ ધોયેલું પાણી છાત અથવા ખાળો વગેરેમાં નહિં નાખતાં દેહરાસરમાં તેવું પાણી નાખવાના વાસણોમાં નાખવું.

૧૬—આંગીમાં કટોરા ચડાવતાં કટોરામાં પ્રથમનું લાગેલું કેસર સારી રીતે સાફ કરવું. ત્યારબાદ કટોરા ભગવાનને અંગે ચડાવવા.

૧૭--દેહરાસરમાં ઘરકામની વાતો અ-થવા કોઈપણ જાતની નકામી અને કલેશ ઉત્પન્ન થાય તેવી નિંદા કુથલી કરવી નહિ અને અવિનય થાય તેવી રીતે વર્તવું નહિં.

૧૮--વાળાકુંચીઓમાં પાણી ભરાઈ રહેવાથી જીવની ઉત્પત્તિનો સંભવ છે, માટે તેને બરાબર સ્વચ્છ કરી સૂકાઈ જાય તેમ કરવું.

---

## काज़ो वगेरे परचुरण कार्य कर-नारना कामकाजनी तपसील.

૧—દેહરાસર ખુલે ત્યારથી દેહરાસર મંગલિક થતા સુધી હાજર રહેવું જોઇએ એ વાતમાં બેદરકારી રાખવી નહિં.

૨—સવારમાં આવતાંજ પાણી રાખવાની

જગ્યા, કેસર ઘસવાની જગ્યા, અને દેહરાસરના રંગમંડપ વગેરેની જગ્યાએથી કચરો સાફ કરવો. તથા પક્ષી વગેરેની વિષ્ટા પડી હોય તે દૂર કરવી. (કાજો બનતા સુધી ઉનના દંડાસનથી, અથવા મુલાયમ મોરપીછના દંડાસનથી, અથવા દક્ષિણના મુલાયમ ઘાસની સાવરણીઓથી, અથવા શણની પૂજણીઓથી લેવો જોઈએ.)

૩—કાજો લીધા બાદ કુંડીઓ પાણી ભરવાના હાંડા, કલશો, રકાબીઓ, વાડકીઓ વગેરે પૂજાના ઉપયોગમાં આવતાં વાસણો પૂજીને ધોઇ નાખવાં, અને યોગ્ય સ્થાને મૂકવાં.

૪—એકઠો કરેલો કચરો ગમે તેમ નહિં ફેંકી દેતાં દેહરાસર બહાર જીવરક્ષા થાય તેવી યોગ્ય જગ્યાએ નાખવો.

૫—ત્યાર બાદ દીવીઓ, ફાનસ, ધૂપ ધાણું, કોડીઆં વગેરેમાંથી વાશી દીવટ, ઘી, બત્તી રાખ વગેરે કાઢી લઇને તે વસ્તુઓ સાફ કરવી. જો પાણીથી માંજવી ન બની શકે તો લૂગડાથી પણ લૂછીને સાફ કરવી અને દેહરાસર મંગલિક થતી વખતે પણ તે વસ્તુઓ સાફ કરીને મૂકવી.

૬—ત્યારબાદ દરેક ગભારા આગળ ધૂપધાણું ( અથવા ધૂપ રાખવાનું બીજું કોઈ પાત્ર) અને રંગમંડપમાં પાટ પાટલા વગેરે કોઇના પગમાં ન આવે તેવી રીતે યોગ્ય સ્થાને ગોઠવવા.

૭—ત્યારબાદ દરેક મુખ્ય ગભારા બહાર નજીકમાં સર્વની દ્રષ્ટી પડે તેવી યોગ્ય જગ્યાએ ફાનસમાં અથવા ઢાંકણીવાળા કોડીઆમાં દીવી ઉપર દીવો કરવો. અને

તે દીવાની જોડેજ અગરબત્તીનું વાસણ, તથા ઘીનું વાસણ રાખવું. ( ઘીનું વાસણ ઢાંકવાનો અવશ્ય ખ્યાલ રાખવો ) કે જેથી વગર નાહેલાને પણ દીવો ધૂપ કરવાનું અને ઘી પૂરવાનું સુગમ થાય.

૮—દરેક મુખ્ય ગભારા આગળનો દીવો દેહરાસર સવારે ખુલ્લુ મુકે ત્યારથી મંગલિક થાય ત્યાં સુધી, અને ઉપર નીચેના ગભારાઓ આગળ ત્યાંનો પૂજારી પૂજા—આરતી—દીવો—ધૂપ કરવા આવે ત્યારથી તે જાય ત્યાં સુધી દીવો ચાલુ રહે તેટલુંજ ઘી પ્રથમ પૂરવું. અને જરૂર પડે તો વચમાં વચમાં તપાસીને જોઇતું ઘી પૂરવું, પણ પ્રથમથીજ ઘણું ઘી પૂરવું નહીં. એ પ્રમાણે કરવાથી ઘીનો બિગાડ થશે નહિં. તથા જરૂર સિવાય ઘણા દીવા કર-

વા નહિં.

૯—કેસર ઘસવા વગેરેની જગ્યાએ પાણી, કેસર, ઘી, અગરબત્તી દીવાસળી, રૂ વગેરે જે જે વસ્તુ જ્યાં રહેતી હોય તેની દરેક વખતે તપાસ કરી જોઈતી ચીજ મુ-કવા ખ્યાલ રાખવો; કારણ કે તેવી ચીજો કોઇ વખત હાજર હોય તો કેટલાએક ભાઇ-ઓ આળસ અને ઉતાવળને લીધે તે ચીજો વિનાજ ચલાવી લેછે, તેમ બનવા નપામે.તથા તે ચીજોનાં વાસણો કંઇક વખત ઉઘાડાં રહી જાય છે તો તેમાં કચરો અને જીવજંતુ પણ પડે છે, માટે તે વાસણો ઢાંકવાનો ખ્યાલ રાખવો.

૧૦—કોઈપણ વખત ન્હાયા વિના ગ-ભારામાં જવું નહિ, અને કોઈ ગભારામાંથી ચીજની જરૂર પડે તો પૂજારી અથવા કોઈ

શ્રાવક પાસે મંગાવી લેવી.

૧૧—અંગલૂહણાં, પાટલૂહણાં, સર્વ ગભારાઓમાં પૂજા થઇ રહ્યા પછી સુકાયા બાદ નરમ રહે તેવી રીતે કોઇ અડકે નહિ એવી યોગ્ય જગ્યાએ સૂકવી દેવાં. પરંતુ ધોયા પ્હેલાં અથવા ધોયા પછી પણ તેને જમીનપર નહિ મૂકતાં જમીનથી. ઉંચે સ્થળે અથવા કોઇ વાસણમા રાખવાં. તથા તેને પોતાના શરીરે કે કપડે અડકાડવાં નહિં, અને તે ધોયેલું પાણી ખાળમાં ભીંતમાં કે છત વગેરે સ્થાને નહિ નાખતાં દેહરાસર બહાર તુર્ત સૂકાઈ જાય તેવી નિર્જીવ છૂટી જગ્યામાં છૂટું છૂટું રેડી દેવું.

૧૨—ન્હવણજળમાં વરખ, ફુલ, ચોખા, વગેરે જો લઈ શકાય તેમ હોય તો તે લઇને તે પાણી એક અંગલૂહણાથી ગાળીને પર-

ઠવવાની જગ્યાએ છૂટું છૂટું રેડવું. જેથી બીજા ત્રસ જીવો અને વનસ્પતિની ઉત્પત્તિ થાય નહિં, કારણ કે તે પાણી એક-જગ્યાએ ભેગું કરી વારંવાર ત્યાંજ રેડવાથી જીવોની ઉત્પત્તી થઈ જલદી વનસ્પતિ ઉગી નીકળે છે. તથા કોઇના પગ તળે ચંપાય તેવી જગ્યાએ તે ન્હુવણ જળ ન રેડવું જોઇએ.

૬૩—જ્યાં જ્યાં ઘણા ગભારા હોય છે, ત્યાંનું ન્હુવણ જળ એકઠું કરી રેડવામાં આવે છે, તે દરમ્યાન તેમાં માખી વગેરે જીવો પડીને વિનાશ પામે છે. માટે જે જે ગભારાનું ન્હુવણ જળ તૈયાર થાય કે તુર્તજ તે પરઠવી દેવાનો ખ્યાલ રાખવો, અને જો સર્વ એકઠું કર્યા બાદ પરઠવવું હોય તો પ્રથમના ન્હુવણને બરાબર ઢાંક

વાની કાળજી રાખવી. અને કાર્યવાહકોએ પણ તેવાં ઢાંકણાંવાળાં વાસણ રાખવાં જોઇએ.

૧૪--ઉંદર, ગિરોલી, માખી, કબૂતર, વગેરે કોઇપણ જનાવર, જનાવરનું કલેવર, અથવા હાડકું વગેરે દેહરાસરના કોઇપણ ભાગમાં પડ્યું હોય તો તે ઉઠાવી લઈ દેહરાસર બહાર દૂર લઇજઈ ઉકરડા વગેરે સ્થાને નાખી આવવું. અને આવીને પુનઃ સ્નાન કરવું.

૧૫--દેહરાસર મંગલિક થતી વખતે દેહરાસરથી ઘેર જતાં નીચેની બાબતોપર અવશ્ય કાળજી રાખવી જોઇએ.

૧-બીજી વખતનો કાજો લેતી વખતે જાળીઓ, ભીંતો, બારીઓ, વગેરે જગ્યાએ જો જાળાં વગેરે રહી ગયાં હોય તો દૂર કરી કાજો લઈ લેવો, અને કાજામાં

ચોખા, બદામ, સોપારી, વગેરે હોય તો કોઈ જીવજંતુ ન ચડે તેવી યોગ્ય જગ્યાએ મૂકી દેવાં. તથા રંગમંડપમાં પડેલાં ધુપીઆં પાટ પાટલા વગેરે કોઇના પગમાં ન આવે તથા ભાગે નહિ તેવી જગ્યાએ મૂકી દેવાં.

૨–ઉપર મુજબ બારીઓ જાળીઓ વગેરેને હંમેશાઁ સાફ રાખવાં, અને કદાચ તેમ ન બને તો ચાલુ ઉપયોગવાળી જગ્યાએથી તો હંમેશાં કાજો લેવોજ જોઇએ અને બીજી જગ્યાઓમાંથી વધુમાં વધુ અઠવાડીએ અઠવાડીએ તો કાજો લેવોજ જોઇએ. તથા જે ગભારા આગળ ઉતરેલાં પુલ વગેરે પડયાં હોય તે રોજ લેઈ લેવાં.

૩–બદામ સાકર વગેરે ચીજોપર કીડી વગેરે ન ચડે તે માટે તેવી ચીજો રાખવાને

ઢાંકણાવાળા ડબા અથવા લાકડાની પેટીઓ અથવા તેવાં બીજાં સાધનો રાખવા કાર્યવાહકોએ ખ્યાલ રાખવો જોઇએ.

૪–પૂજા કરતાં વધેલું કેશર, તથા વાસણોમાં વધેલું પાણી વગેરે વાશી ન રહે માટે હંમેશાં કાઢી નાખવું.

૫-ફાનસ, કોડીયાં, આરતી, મંગલદીવો, ઢાંકણાં, રકાબી, વાડકીઓ, ખાલી વાસણો વગેરેને દરરોજ માંજીને યોગ્ય સ્થાને મૂકવા ખાસ કાળજી રાખવી.

૧૬=-કોઈ વખતે વરસાદનું પાણી દેહરાસરના કોઈ ભાગમાં રહી ગયું હોય તો બીજે દિવસે સવારે બનતા પ્રયત્ને શિઘ્રતાથી તે પાણી બહાર વરસાદના પાણી ભેગું અથવા ધૂળ રેતીવાળી જગ્યામાં રેડી દેવું.

૧૭—કોઈપણ દર્શન પૂજા કરનાર શ્રાવક અથવા પૂજારી તરફથી કંઇપણ કામ બતાવવામાં આવે તો પોતાના હાથમાં ચાલતું કાર્ય પૂર્ણ કરીને અથવા બગડે તેમ ન હોય તો બાકી રાખીને અથવા બીજી યોગ્ય ગોઠવણ કરીને તે કાર્ય કરી આપવું જોઇએ. પરન્તુ ચાલુ કામ બગડતું રઝળતું મૂકવું નહિં; અને બતાવેલા કાર્ય માટે બેદરકારી પણ રાખવી નહિં. બતાવેલું કાર્ય ખાસ ઉતાવળનુંજ હોય તો ચાલુ કાર્ય ન બગડે તેવી રીતે છોડીને પણ તે કરી આપવું જોઇએ.

૧૮—કેસર ઘસવાની જગ્યાએ હાથ ધોવા વગેરેનું પાણી એકઠું થાય છે તે ઘણો વખત પડી રહેવાથી તેમાં માખી વગેરે જીવોનો વિનાશ થાય છે. માટે તે પાણી વખતો-

વખત દેહરાસર બહાર યોગ્ય જગ્યાએ રેડી દેવાનો ઉપયોગ રાખવો જોઇએ.

૧૯--કોઈ સ્ત્રીને દેહરાસરમાં ઋતુ પ્રાપ્ત થયેલ ( અટકાવ આવેલ ) હોય, અથવા કોઈ બાળકે ઝાડો પેશાબ કરેલ હોય તો તે જગ્યા તુર્તજ પ્રથમ પાણીથી સાફ કરી દુધથી ધોઈ નાખવી. ત્યારબાદ તે જગ્યાએ દશાંગ વગેરેનો ધૂપ કરવો, ( તે સંબંધિ ખર્ચ આશાતના કરનારે આપવું, ને જો તે ન આપે તો છેવટે દેહરાસરના ખર્ચે પણ તે આશાતના દૂર કરવી. )



# ॥ जिनेन्द्र संबंधि साधारण ज्ञान ॥

( પં० ચંદુલાલ. )

હે જીજ્ઞાસુઓ ! આ જગતમાં અનંત જીવો છે, તે સર્વે જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણવડે એક સરખા હોય છે, માટે શ્રી જિનેન્દ્ર ભગવાન અને આપણે પણ જ્ઞાન દર્શનાદિક ગુણવડે એકસરખાજ છીએ, તો શ્રી જિનેન્દ્ર ભગવાન પૂજ્ય અને આપણે પૂજક,—શ્રી જિનેન્દ્ર ભગવાન ત્રણ જગતના સ્વામિ અને આપણે સેવક—શ્રી જિનેન્દ્ર ભગવાન પરમાત્મા અને આપણે બાહ્યાત્મા—શ્રી જિનેન્દ્ર ભગવાન અનન્તજ્ઞાની અને આપણે અજ્ઞાની—શ્રી જિનેન્દ્ર ભગવાન ધ્યેય અને આપણે ધ્યાતા. ઈત્યાદિ ઘણો મોટો તફાવત હોવાનું કારણ શું હશે?

તે સંબંધિ વિચાર કરતાં અને ગુરૂગમથી અનુભવ મેળવતાં માલૂમ પડશે કે આ આત્મા અનંત શક્તિવાળો છે, પરન્તુ અનાદિકાળથી કર્મના પ્રભાવે આ સિંહ સરખો આત્મા પણ એક બકરા તુલ્ય નિર્બળ બની ગયો છે, શ્રી જિનેન્દ્ર ભગવાન પણ પ્રથમ આપણા સરખા સકર્મજ હતા, પરન્તુ તેઓએ પોતાના આત્માનું 'સ્વરૂપ ઓળખી સિંહની પેઠે શક્તિનો વિકાશ કરી અનાદિ કાળથી લાગેલાં કર્મને એક ક્ષણ માત્રમાં ત્રોડી નાખી સંપૂર્ણ આત્મસ્વરૂપનો વિકાશ કરી પરમાત્મા રૂપ થયા, અને આપણે હજી આત્માની શક્તિનો વિકાશ કરી શક્યા નથી, અને આત્મશક્તિને વિકાશ કરવાનો જોઇએ તેવો અથાગ પરિશ્રમ કરતા પણ નથી, તેથી હજી સુધી

આપણે તેવાજ નિર્મળ કાયમ રહ્યા છીએ.

શંકા—જડ એવાં કર્મોએ સિંહ સરખા સચેતન આત્માના સ્વરૂપને નષ્ટપ્રાય ( નહિં સરખું ) કરી દીધું છે. તો આત્મા કરતાં પણ કર્મજ બળવાન હોવું જોઇએ, અને જો તેમજ છે તો બળવાન એવા કર્મને હઠાવવામાં આત્માની શક્તિ શું કરી શકે ? અથવા અમને કહો કે આત્મા બળવાન છે કે કર્મ બળવાન છે ?

ઉત્તર—હે જીજ્ઞાસુ બંધુઓ ! આપનો એ તર્ક સત્ય છે, પરન્તુ જ્યાં સુધી આત્મારૂપી સિંહે પોતાનું પરાક્રમ પ્રગટ કર્યું નથી ત્યાં સુધીજ કર્મનું બલવત્તરપણું છે. શ્રી સર્વજ્ઞો કહે છે કે—कथ्थ य जीवो बलिओ, कथ्थ य कम्माबि हुंति बलियाई

( =કોઇક વખત જીવ બળવાન છે, અને કોઇક વખત કર્મ બળવાન. ) માટે આત્મા બલિષ્ટ થતાં જરૂર કર્મોનો વિનાશ થાયછે. માટેજ જિનેન્દ્ર ભગવાને પોતાની આત્મશક્તિનો વિકાશ કરી કર્મોનો નાશ કરવાથી શ્રી જિનેન્દ્ર ભગવાન પૂજ્ય અને આપણે પૂજક, શ્રી જિનેન્દ્ર ભગવાન પરમાત્મા અને આપણે બાહ્યાત્મા. ઇત્યાદિ મોટા તફાવતવાળા છીએ. માટે એવા જિનેન્દ્ર પરમાત્માના અવલંબનથી આપણે પણ કોઇને કોઈ વખતે આત્મશક્તિનો વિકાશ કરી શ્રી જિનેન્દ્ર તુલ્ય થઈ શકીએ એ હેતુથી શ્રી જિનેન્દ્ર ભગવાનની પૂજા ભક્તિ કરવી યોગ્યજ છે.



આ ગ્રંથ મંગાવનારે ગ્રંથની કિંમત અ
આના અને પોસ્ટેજનો એક આનો મલી ન
આના પ્રથમ મોકલવાથી એક નકલ મોકલવામ
આવશે. પરન્તુ વી. પી. થી મોકલી શકાશે નહિ

સ્થાનિક ગૃહસ્થોને આ ગ્રંથ શ્રી વી
વિદ્યોત્તેજક સભામાંથી મળશે.

આ ગ્રંથ મલવાનું ઠેકાણું—

**પં૦ ચંદુલાલ નાનચંદ**

મુ૦ પાલણપુર,

ઠે૦ શ્રી વીરવિદ્યોત્તેજક સભા.

પત્ર વ્યવહાર પણ એજ સરનામે કરવો.